त्यान्नास्ति  परो धर्मः

# ઓસોફીનાં મૂળતત્વો

મ. ન. દોશી.

૧ના.

# થીઓસોફીનાં મૂળતત્ત્વો.

( First Steps in Theosophy. )


મૂળ લેખકઃ-એથલ. એમ. મેલેટ.

અનુવાદક,

મણિલાલ નથુભાઈ દોશી. બી. એ.

રતનપોળ—અમદાવાદ.



પ્રકાશક,

અંબાલાલ હરગોવનદાસ ગાંધી.

પંડ્યા પોળ—અહેમદાવાદ.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦. સન ૧૯૧૯.





શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે

છાપ્યું. ઠે. પાંચકુવે—અમદાવાદ.

કિંમત ૦-૫-૦.

# અનુવાદકની પ્રસ્તાવના.

બાળકો તેમજ ઓછી સમજ શક્તિવાળા મનુષ્યો પણ બરાબર રીતે સમજી શકે, તેવા રૂપમાં થિઓસોફીના સિદ્ધાંતો આ પુસ્તકમાં વર્ણવવામાં આવ્યા છે. આ બાબતને લગતાં ગંભીર પુસ્તકોમાં જે વિગતો આપવામાં આવી છે, તે આ પુસ્તકમાં માલમ પડશે નહિ, પણ જેટલી બાબતો ચર્ચવામાં આવી છે, તે બહુજ સ્પષ્ટ છે. દરેક પ્રકરણના અંતે આપેલા પ્રશ્નોનો ખુલાસો લખવાને અથવા વિચારવાને દરેક વાચકે પ્રયત્ન કરવો. આથી એ વિષય યથાર્થ સમજાયો છે કે નહિ તે જણાઇ આવશે. આ લેખો પ્રથમ જીજ્ઞાસુ માસિકમાં આવ્યા હતા. પુસ્તક રૂપે પ્રકટ કરવાની ઘણા તરફની માગણી હતી. તે માગણી બાઇ અંબાલાલે ધર્મજ્ઞાન પ્રચારાર્થે આ પુસ્તક પ્રકટ કરી પુરી પાડી છે. થિઓસોફિના અલ્પ ગુજરાતી સાહિત્યમાં આ પુસ્તકથી ઉમેરો થાઓ, એમ હું ઇચ્છું છું.

રતનપોળ—અમદાવાદ.
તા. ૨૧-૩-૧૯.

મ. ન. દોશી.

જ્ઞાનરૂપી ભેટનું જે ઋણ

શિષ્યો કદાપિ વાળી શકે નહિ,

તેવી જ્ઞાનની ભેટો પોતાના શિષ્યોને નિરંતર આપનારાં

**વિદુષી ઍનીબીસેન્ટને**

તેમણેજ શીખવેલા સત્યના અમુક અંશો

સાદી ભાષામાં પ્રકટ કરવાનો

તેમની એક શિષ્યાનો આ નમ્ર પ્રયત્ન

પૂજ્ય ભાવ અને આભારની લાગણીથી

અર્પણ

કરવામાં આવે છે.

એથેલ. એમ. મેલેટ.

# અનુક્રમણિકા.

# થીઓસોફીનાં મૂળતત્ત્વો.



થીઓસોફી અથવા થીઓસોફીલ સોસાયટી: આ શબ્દો તમારામાંના ઘણાખરાના સાંભળવામાં આવ્યા વગર રહ્યા નહિ હોય, પણ તે શબ્દો શું સૂચવે છે તે તમે યથાર્થ જાણતા નથી. તેમજ થીઓસોફીમાં આગળ વધેલા સભાસદો " ગુપ્ત શકિતઓ ". " માનસ શરીર ", વગેરે શબ્દોને ઉપયોગ કરે છે, તે તમને વિચિત્ર અને ગુંચવણભરેલા લાગે છે; તોપણ તમે તે જાણવાની ઉત્કંઠા ધરાવો છો, તો આ પુસ્તકને અભ્યાસ કરવાથી તમારી તે ઇચ્છા સફળ થશે.

આ બાબત સંબંધી આપણે લખીએ તે પહેલાં " થીઓસોફી" એ શબ્દને અર્થ શું છે તે જાણવું જરૂરનું છે. મેડમ બ્લેવેટસ્કી અને કર્નલ ઓલ્કોટે ઈ. સ. ૧૮૭૫ માં અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સની રાજધાની ન્યૂયોર્કમાં થીઓસોફીકલ સોસાયટીની સ્થાપના કરી, તે તે વખતે તેમણે આ શબ્દ નવો શોધી કાઢયો નહતો; પણ તે ગ્રીક ભાષાના બે શબ્દોને બનેલો (સમાસ) છે. થીઓસ (Theos)=ઇશ્વર અને સોફીઆ (Sophia)=જ્ઞાન; તે ઉપરથી 'થીઓસોફી'નો અર્થ ઈશ્વરનું જ્ઞાન અથવા ડહાપણ–બ્રહ્મવિદ્યા–એવો થાય છે.

દુનિયાના દરેક ભાગમાં અને સઘળા જમાનામાં લોકો ઇશ્વિર સંબંધી જ્ઞાન મેળવવાને આતુર થાય છે; અને તેઓના તેને શોધવાના અને ઇશ્વરની ભક્તિ કરવાના જુદા જુદા માર્ગોને ધર્મો કહેવામાં આવે છે. યુરોપના ઘણાખરા દેશોમાં પ્રજાકીય ધર્મ ક્રિશ્ચિ-

આનિટિ છે. સીલોનમાં ( લંકામાં ) બુદ્ધ ધર્મ છે. પેલેસ્ટાઇનમાં જુડાઈ ધર્મ છે. અરબસ્તાનમાં ઇસ્લામ ધર્મ છે, અને ઇરાનમાં ઝોરોસ્ટ્રીઅન ધર્મ છે. હિંદુસ્થાનમાં હિંદુધર્મ મુખ્ય છે, છતાં જૈન, શિખ, ઇસ્લામ, બૌદ્ધ અને ઝોરોસ્ટ્રીઅન [ પારસી ] ધર્મ માનનારાઓ પણ વસે છે.

ઇતિહાસના ગ્રન્થો વાંચનારાઓના સમજવામાં સારી રીતે આવેલું હશે કે ધર્મના નામે ભયંકર જુલમ ગુજારવામાં આવેલો છે, અને અફસોસની વાત છે કે હાલમાં પણ કેટલેક સ્થળે તેવોજ પ્રકાર જોવામાં આવે છે. અમુક ધર્મના માનનારાઓએ બીજા ધર્મને માનનારાઓ ઉપર અનેક તરેહનો ત્રાસ ગુજાર્યો છે. આવા ખેદજનક બનાવોને વાસ્તે ખરેખર કાંઈ ધર્મ દોષને પાત્ર નથી. પણ અમુક ધર્મને જેઓ માને છે, તેઓ સર્વ ધર્મોનું **સમાન તત્ત્વ** ( common principle ) સમજતા હોતા નથી, અને તેથીજ આવા બનાવો બનવા પામે છે. તે સમાન તત્ત્વ એ છે કે જો કે આ વિશ્વમાં ઈશ્વર એક છે, છતાં તેની ઉપાસના જુદા જુદા આકારોદ્વારા થઇ શકે છે. તે પરમતત્ત્વની લોકો જુદાં જુદાંરૂપે ભક્તિ કરે છે. યુરોપીયનો તેને ઈશ્વર ( God ) કહે છે, અને એશિયાના લોકો તેને બ્રહ્મન્, અલ્લાહ, કૃષ્ણ, જીન, બુદ્ધ, જરથુસ્ત વગેરે અનેક નામ આપે અથવા તેને કોઈ પણ નામ ન આપે, છતાં તેઓ પણ એક-સરખી રીતે તેજ તત્ત્વની આરાધના કરનારા છે, એ વાત વિસરવી જોઈતી નથી. કારણ કે એ વાતનું વિસ્મરણ થવાથીજ આ જગતમાં ધર્મને નામે અનેક પ્રકારના નહિ ઇચ્છવા જોગ બનાવો બનવા પામ્યા છે.

મેડમ બ્લેવેટસ્કીએ થીઓસોફીકલ સોસાયટી સ્થાપન કરીને જે એક મહાન્ કાર્ય કર્યું છે, તેને વાસ્તે તે સોસાયટીના સભાસદો તેમની તરફ માનની લાગણી અને પૂજ્યભાવથી જુએ છે. તે મહાન્ કાર્ય એક મહાન સત્ય જે, વખત જતાં, ભૂલી જવામાં આવ્યું હતું, તેનો બોધ આપવાનું હતું. તે જ્ઞાન–તે ઉપયોગી સત્ય વાત એ હતી કે જે દિવ્ય પુરૂષ ( ઇશ્વર ) ની આપણે જુદાં જુદાં નામોથી ઉપાસના કરીએ છીએ, તેજ ઇશ્વર સર્વ ધર્મોને આ જગતમાં હયાતીમાં લાવનાર છે, અને તે કારણથીજ સર્વ ધર્મોનાં મૂળ શિક્ષણમાં મળતાપણું માલૂમ પડે છે. કારણ કે સર્વે ધર્મો એકસરખી રીતે પ્રતિપાદન કરે છે કે આ જગત્ અને જગતમાં રહેલી સર્વ વસ્તુઓ ઇશ્વરમાંથી પેદા થયેલાં છે,

**માણસ અમર પ્રાણી છે, દિવ્ય પિતાનું બાળક છે, અને તેનું કર્તવ્ય તેના સ્વભાવની હલકી ખાસીયતો સાથે યુદ્ધ કરવાનું, અને સત્યવાદી, શુદ્ધ, પવિત્ર, અને ધાર્મિક વૃત્તિવાળા બનવાને પ્રયત્ન કરવાનું છે, કે જેથી કરીને યોગ્ય સમયે તે પોતાના દિવ્ય પિતા સમાન થઈ શકે.**

અને ધર્મની બહારની બાજુ જોતાં જે ભેદો જણાય છે, અને જે ભેદોને લીધે અંદર રહેલી સમતા આટલા લાંબા સમય સુધી લોકો દેખી શક્યા નહોતા, તે ભેદોની જરૂર એટલા માટે હતી કે જે પ્રજાને જે ધર્મ આપવામાં આવ્યો હોય, તે ધર્મ તે પ્રજાને બરાબર અનુકૂળ થઇ શકે.

કારણ કે તમારે સારી રીતે સમજવું જોઇએ કે જેવી રીતે આપણે ( શરીરપરત્વે ) પ્રથમ બચ્ચાં હોઇએ છીએ, પછી બાળક

થઇએ છીએ, પછી યુવાન્ પુરૂષ અને યુવતીઓ થઇએ છીએ, અને પછી વૃદ્ધ પુરૂષ કે વૃદ્ધ સ્ત્રી બનીએ છીએ, તેજ રીતે આ વિશ્વના જીવો પણ જુદી જુદી સ્થિતિમાં પસાર થઈ વૃદ્ધિ પામે છે. જે પ્રજાના પુરૂષો અને સ્ત્રીઓએ આ વિશ્વમાં બહુજ થોડી વાર જન્મ લીધો છે, અને જેમનું મુખ્ય સુખ ખાવા પીવામાં, અને ખોરાકને સારૂ પ્રાણીઓનો શિકાર કરવામાં આવી રહેલું છે, તે જુવાન પ્રજા—જંગલી લોકોની પ્રજાને સારૂ એક સાદા ધર્મની જરૂર છે. તે ધર્મે તેમને એવી રીતે શિખવવું જોઇએ કેઃ—સારા અને નરસા વચ્ચે ભેદ છે; તેમના ઉપર એક દિવ્ય પુરૂષ છે જે ન્યાયી અને ભલો છે; તેઓ સારૂં કાર્ય કરે છે ત્યારે તે પ્રસન્ન થાય છે, પણ જ્યારે તેઓ ખોટું કામ કરે છે ત્યારે તેને શિક્ષા કરવાની ફરજ પડે છે.

જે અસલની પ્રજાઓ અથવા જાતો કહેવાય છે, તેમના ધર્મોમાં ઉપર જણાવેલા વિચારો ઘણે ભાગે મુખ્ય જણાય છે; વળી સામાન્ય રીતે એવી પણ તેઓની માન્યતા હોય છે કે જો માણસ સારૂં કરશે તો મરણ પછી સુખી થશે, પણ જો તે ખરાબ કામ કરશે તો મરણ પછી તેને દુઃખ ભોગવવું પડશે.

પણ જ્યારે આ પુરૂષો અને સ્ત્રીઓ આ વિશ્વમાં ઘણા જન્મ લીધા પછી બીજાં શરીરોમાં બીજી વધારે સુધરેલી એટલે 'વધારે અનુભવ લીધેલી' પ્રજામાં જન્મે છે, ત્યારે જંગલી અવસ્થામાં તેઓ જાણતા નહતા તેવી અનેક બાબતોનું જ્ઞાન તેઓને મળી ચુકેલું હોય છે, અને તેથી તેઓને વાસ્તે જુદો અને ઉચ્ચ પ્રકારનો ધર્મ જરૂરનો છે.

આ વિશ્વના છુપા રહસ્યનું જ્ઞાન મેળવવાને જો કે તેઓ એક

બાળ—મનુષ્ય કરતાં વધારે સામર્થ્ય ધરાવતા ન હોય, તોપણ તેઓની માનસિક અને નૈતિક શક્તિઓ ઘણેખરે અંશે ખીલેલી હોય છે; અને તેના પરિણામેજ જેઓની ઉચ્ચ શક્તિઓ બિલકુલ ખીલેલી નથી તેના કરતાં વધારે આધ્યાત્મિક અને વધારે બુદ્ધિવિષયક ધર્મની જરૂર તેઓને છે.

આ ઉપરથી તમે જોઈ શક્યા હશો કે જે રીતે આપણને ઇશ્વરની ઉપાસના કરવાનું શિખવવામાં આવ્યું હશે, તેવી રીતે દરેક માણસ ઉપાસના કરતો ન માલૂમ પડે તો તેથી આપણે દિલગીર થવું જોઇતું નથી; તેમજ આશ્ચર્ય બતાવવાની જરૂર નથી. પણ ઉપાસનાના જુદા માર્ગનો આશ્રય લેતા, અથવા જેવી રીતે હિંદુઓને ગીતા પ્રિય છે તેવી રીતે કોઈ બીજા ધર્મનો ગ્રંથ જેને પ્રિય હોય તેવા, કોઈ આપણને મળી આવે તો આપણે સંતોષપૂર્વક વિચારવું જોઇએ કે જેવી રીતે આપણે પોતે સત્યને શોધીએ છીએ, તેવી રીતે ભિન્ન માર્ગે સત્યને શોધનારા તેઓ છે.

અને આપણોજ માર્ગ ઉત્તમોત્તમ છે એવી લાગણી દૂર કરીને તેની પાસે જે કાંઇ શિખવાનું હોય તે નમ્રતાપૂર્વક અને આભારની લાગણી સાથે આપણે શિખવું જોઇએ; અને જે જ્ઞાનને આપણે કિંમતી ગણતા હોઇએ, તે જો તેને ઉપયોગી થઇ શકે તેમ લાગે, તો તેને તે જ્ઞાનનો ભાગ આપણે આપવો જોઇએ.

'થીઓસોફી' શબ્દનો શો અર્થ છે તે સમજાવવાનો માર્ગ ચુકી, હું આટલે બધે દૂર ભમી આવ્યો, એમ કદાચ તમે ધારતા હશો, પણ જે વિચારો તમારી સન્મુખ મેં રજુ કરવાને પ્રયત્ન કર્યો છે, તેનો જો તમને કાંઇક પણ ખ્યાલ આવતો હોય તો થીઓસોફી

શબ્દમાં જે સત્યો સમાયેલાં છે, તેમાંના એક સત્યની ઝાંખી કદાચ તમને થઈ શકશે. એક સત્ય કહેવાનો હેતુ એ છે કે બીજા ઘણાં શબ્દોની પેઠે થીઓસોફીના અનેક અર્થ છે, અને તે બધા અર્થો તમે બરાબર જ્યારે સમજશો, ત્યારે હાલની થીઓસોફીકલ સોસાયટીના સૌથી વધારે હુશીઆર અને સૌથી વધારે ડાહ્યા પુરૂષો અને સ્ત્રીઓ જેઓ દૈવી વિદ્યાના ઉપાસક હોવાનો ઈલ્કાબ ધરાવે છે તેના કરતાં પણ તમે વધારે ડાહ્યા,વધારે બળવાળા અને વધારે મોટા થઈ શકશો.

સામાન્ય રીતે કહીએ તો થીઓસોફી શબ્દથી આ વિશ્વના પદાર્થો અને નિયમો સંબંધીના શિક્ષણસમૂહનું અમે વર્ણન કરીએ છીએ. તે શિક્ષણસમૂહમાંથી કેટલુંક મનુષ્યજાતિને મદદ કરવાને વખતોવખત પ્રગટ કરવામાં–આપવામાં આવે છે. તમે આ સ્થળે સ્વાભાવિક રીતે પ્રશ્ન પૂછવાને પ્રેરાશો કે "તે શિક્ષણસમૂહ કોના હસ્તમાં છે ? અને દુનિયાને તે કેવી રીતે આપવામાં આવે છે ?"

જ્યારે આપણે કોઇ પણ ધર્મનો અભ્યાસ કરીએ છીએ, ત્યારે તે ધર્મ કોઇ મહાન્ ગુરુની છાયા નીચે વૃદ્ધિ પામેલો છે, એ પ્રથમ જણાય છે. તે મહાન ગુરૂ તે ધર્મનો સંસ્થાપક હોય છે, અને તેના અનુયાયીઓ હમેશાં તેને મનુષ્ય કરતાં વિશેષ મહત્ત્વવાળો માને છે. કેટલાક ધર્મો તરફ નજર કરશો તો ધર્મના સંસ્થાપકના નામ ઉપરથી ધર્મનું નામ પડેલું જણાશે. દાખલા તરીકે મહમદપેગંબર ઉપરથી મહોમેદન ધર્મ, ક્રાઇસ્ટ ઉપરથી ક્રિશ્ચિઆનીટિ, બુદ્ધદેવ ઉપરથી બુદ્ધધર્મ, અને ઝોરોસ્ટર ઉપરથી ઝોરોસ્ટ્રિઅન ધર્મ.

તમે જાણો છો કે જીસસ ક્રાઇસ્ટને ક્રિશ્ચિઅન લોકો ઈશ્વર

તરીકે માને છે. તેજ પ્રમાણે બુદ્ધ ધર્મને માનનારા ગૌતમ બુદ્ધને એક દિવ્ય પુરૂષ તરીકે લેખે છે. તેજ રીતે હિંદુઓ, ભગવદ્‌ગીતા નામના સુંદર ધર્મશાસ્ત્રને આપનાર આર્યાવર્તના મહાન્ ગુરૂ શ્રીકૃષ્ણને દિવ્ય અવતાર ગણે છે. એ રીતે અનેક દાખલા આપી શકાય.

સર્વ ધર્મના સંસ્થાપકો—આ વિશ્વના ધર્મગ્રન્થોના આપનારાઓ—આત્મવિદ્યાનું જ્ઞાન આપનારા મહાન્ ભ્રાતૃમંડળના સભાસદો છે, જેઓ પ્રજાઓની બરાબર સંભાળ રાખે છે, અને પ્રજાઓને ઉન્નતિને માર્ગે દોરવે છે. આપણને જણાવવામાં આવ્યું છે કે આ મહાન્ ભ્રાતૃમંડળમાં જુદી જુદી પાયરીઓ છે, પણ જ્યાંસુધી મનુષ્યજાતની ઉન્નતિની પરિસીમાએ કોઇ પ્હોંચે નહિ, અથવા જ્યાંસુધી તે મહાત્મા જીવન્મુકત થયો ન હોય, ત્યાં સુધી કોઇ તે મંડળમાં દાખલ થઇ શકે નહિ.

આ દિવ્ય પુરૂષોના તાબામાં “ પુરાતન જ્ઞાન ” એ નામથી જાણીતું શિક્ષણસમૂહ છે. અને વખતોવખત તેમને જણાય કે મનુષ્યજાતિ કોઇક પ્રકારનું નવું શિક્ષણ મેળવવાને લાયક થઇ છે, ત્યારે તેમનામાંનો એક આ પૃથ્વીપર જગદુદ્ધારક તરીકે જન્મ લે છે અને નવો ધર્મ સ્થાપે છે. જો તમે દુનિયાના જુદા જુદા ધર્મોનો અભ્યાસ કરશો તો તમને જણાશે કે તે ધર્મસંસ્થાપકોના સંબંધમાં એક સરખાજ બનાવો વર્ણવેલા છે.

જ્યારે આવા મહાન્ ગુરૂઓ—મહાત્માઓમાંના કોઇ એકે જગતને આપેલો જ્ઞાન-પ્રકાશ ઓછો ઓછો થતો જાય છે, અને તેના અનુયાયીઓ તેણે આપેલા ઉપદેશનો ખરો અર્થ સમજવાને બદલે, ધર્મશાસ્ત્રોના શબ્દોને મજબૂતાઇથી પકડી બેસે છે, જ્યારે આ

દુનિયાની વસ્તુઓ મનુષ્યોની નજરમાં વધારે ને વધારે મહત્ત્વવાળી જણાય છે, અને આ રીતે આધ્યાત્મિક દૃષ્ટિનો વિલોપ થાય છે, ત્યારે આ મહાન્ ભ્રાતૃમંડળ, જે મનુષ્યોના મનને ફરીથી જાગૃત કરી શકે, અને ઉચ્ચ શિક્ષણ મેળવવાને લાયક બનાવી શકે, તેવા તેઓના કોઇ શિષ્યને જગતમાં મોકલે છે.

હેલેના પેટ્રોવના બ્લેવેટસ્કી તેઓનો આવો શિષ્ય હતાં, જેણે આ જગતને થીઓસોફી નામે પ્રસિદ્ધ થયેલાં સત્યોનું ફરીથી જ્ઞાન આપ્યું.

જેઓ જ્ઞાન અને પ્રેમના માર્ગમાં એટલા બધા આગળ વધેલા છે કે જેઓને આવા મહાત્માઓ પોતાના દૂત તરીકે કબુલ કરે, તેઓ સઘળા તે મહાત્માઓના શિષ્યો અથવા સેવકો છે. આવા શિષ્યોમાંના એક અથવા બીજાના સંબંધમાં આપણે આપણા શુભ કર્મને લીધે આવી શકીએ તો આપણે ખરેખર ભાગ્યશાળી છીએ. કારણ કે જો કે આપણે એટલા બધા શુદ્ધ અને એટલા બધા જ્ઞાની નથી કે તે મહાન્ ગુરૂઓ—મહાત્માઓનું પોતાનું દર્શન મેળવી શકીએ, અને તેનું આપણને સ્થૂલ શરીરમાં ભાન થાય; છતાં તેઓના શિષ્યોદ્વારા કેટલીક વાર મહાત્માઓની ભવ્યતાની ઝાંખી આપણને થઇ શકે, અથવા કોઇ કોઇવાર તે સંપૂર્ણ પ્રેમ અને દયાના ઉચ્ચ ઉચ્ચારોનો પડઘો સાંભળી શકીએ, અથવા જે સંપૂર્ણ શાંતિમય દર્શન છે તેનો કાંઇક આભાસ આવી શકે.

આ ઉપરથી થીઓસોફી આપણને શીખવે છે કે આ જગત્ કેવળ જડ પદાર્થો અને શક્તિઓનો સમૂહ નથી કે જેને ઇશ્વરે ઉત્પન્ન કર્યો હોય, અને પાછળથી ઇશ્વર તેને અને તેના ઉપર વસતા

પ્રાણીમાત્રને એકલાં નિરાધાર સ્થિતિમાં ફાંફાં મારતાં મૂકી ચાલ્યા ગયા હોય.

તેથી ઉલટું આપણે એમ માનવું જોઇએ કે આ વિશ્વ તે દિવ્ય આત્મામાંથી નીકળેલી એક સુવર્ણમય નીસરણી છે, અને આ સુવર્ણમય નીસરણીના દરેક પગથીયાપર પરમાત્માથી પ્રારંભી તે છેક મનુષ્ય સુધી ઉતરતા ઉતરતા દરજ્જાનાં મોટી આત્મિક શકિતઓવાળાં સત્ત્વો (દેવો) છે, તે દિવ્ય આત્માને નામની તંગીમાં આપણે ઇશ્વર કહીએ છીએ, અને આ રીતે જે અપરિમિત છે, તેને પરિમિત કરવા પ્રયત્ન કરીએ છીએ. મનુષ્યથી પણ નીચે ઉતરતા પગથીયાપર ઓછી ને ઓછી ઉન્નતિ પામેલાં અનેક સત્ત્વો છે; જ્યાં સુધી આપણી કલ્પનાશકિત પ્હોંચે ત્યાં સુધી આ બાબતનો વિચાર કરતાં છેવટે-અંતે પ્રારંભની માફક તે અવાચ્ય, અને અચિંત્ય આત્મતત્ત્વ આગળ આવી પ્હોંચીએ છીએ, જેને વિષે લખવામાં આવેલું છે કે "હું આલ્ફા[1] અને ઓમેગા છું હું આદિ તેમજ અંત છું. જે છે, હતું, અને થશે તે સર્વ હું છું. તે સર્વ શકિતમાન્ પણ હું છું."

આ પ્રમાણે વિચાર કરતાં આપણે એક મહાન્ શિક્ષણ શિખી શકીશું; તે શિક્ષણ એ છે કે આ અદ્‌ભુત વિશ્વ જેમાં આપણે વસીએ છીએ તેમાં દરેક જણ અને દરેક વસ્તુ આગળ વધે છે-ઉન્નતિ સાધે છે અને દિવ્ય પ્રકાશતરપ વૃદ્ધિ પામતી જાય છે. આપણે જેમજેમ આગળ વધતાં જઇશું; તેમ તેમ જો આપણી ચક્ષુઓ ખુલ્લી રાખીશું, તો આપણને મદદ કરવાને લંબાવેલા હાથો આપણી દૃષ્ટિએ પડશે; આપણે જરા પણ ભય રાખવાની જરૂર નથી; કારણ કે આપણે

---

૧ આલ્ફા અને ઓમેગા ગ્રીકભાષાનો પ્હેલો તેમજ છેલ્લો અક્ષર.

જાણીએ છીએ કે ખરેખર જેમાં આપણે અને આપણી આસપાસની દુનિયાઓ રહે છે, ફરે છે, અને જેમાં આપણું સત્ત્વ છે તે ઇશ્વરના આપણે ભાગ છીએ.

## પ્રશ્નો.

૧. થીઓસોફીનો શબ્દાર્થ શો છે ?

૨. તે શબ્દ કોને લગાડવામાં આવેલો છે, અને આ દિવ્યવિદ્યાના રક્ષકો કોણ છે ?

૩. આ દુનિયામાંના જુદા જુદા ધર્મો કેવી રીતે હયાતીમાં આવેલા છે?

૪ માણસોને જુદા જુદા ધર્મની શી જરૂર છે?

૫ દુનિયાને મહાન્ આત્મિક શિક્ષણોનો ઉપદેશ આપ્યો હોય તેવા કોઇ મહાન્ ગુરૂઓનાં નામ તમે જાણતા હો તો વર્ણવો.

૬. મેડમ બ્લેવેટસ્કિ તરફ થીઓસોફીના અભ્યાસકો શા સારૂ આભારની લાગણીથી જુએ છે, તેનું એક કારણ જણાવો.



# પ્રકરણ ૨ જું.

## પુનર્જન્મ.

આપણે ગયા પ્રકરણમાં શિખી ગયા કે સઘળા ધર્મોનું ઉત્પત્તિસ્થાન એક છે, અને તે ધર્મો દુનિયાની જૂદી જૂદી પ્રજાઓને વખતોવખત આપવામાં આવે છે; વળી આપણે શિખ્યા કે દુનિયામાં જૂદા જૂદા ધર્મો છે, તેનું કારણ એ છે કે મનુષ્યો ઉન્નતિક્રમનાં જૂદાં જૂદાં પગથિયાં ઉપર ઉભેલાં છે, અને વિચાર કરતાં આપણને જણાયું કે ' બાલજીવો'ને સારૂ તદ્દન સાદા ધર્મની જરૂર છે, ત્યારે તેના તેજ આત્માઓ જ્યારે અનેક જન્મોનો અનુભવ લે છે, ત્યારે તેમને સારૂ વધારે ઉચ્ચ પ્રકારના અને આધ્યાત્મિક ધર્મની જરૂર પડે છે. આ રીતે જૂદા જૂદા જન્મો લેવા ફરી ફરીથી પૃથ્વી ઉપર આવવું અને દરેક વખતે જૂદાં જૂદાં શરીરમાં વસવું—આ ક્રિયાને **પુનર્જન્મ** કહે છે, ( પુનઃ એટલે ફરીથી અને જન્મ એટલે શરીર ધારણ કરવું ).

તમે મોટી ઉમરના થશો ત્યારે તમે જાણશો કે આ પુનર્જન્મનો નિયમ એ થીઓસોફીનો મુખ્ય સિદ્ધાંત છે. પૂર્વ તરફના લોકો તેને સંપૂર્ણ રીતે માને છે, અને ખ્રિસ્તી ધર્મની શરૂઆતમાં તે પશ્ચિમના દેશોમાં પણ માનવામાં આવતો હતો, પણ હાલ પશ્ચિમના દેશોમાં બહુ થોડા મનુષ્યો તે સિદ્ધાંતને માને છે. ઘણા સૈકાથી ખ્રિસ્તી પ્રજા તે નિયમને ભૂલી ગઇ છે, પણ થીઓસોફીના ફેલાવા સાથે પશ્ચિમના દેશોમાં તે નિયમ ચારે બાજુએ ફેલાતો આવે છે.

જેઓ બાળકો છે, છતાં આ નિયમની સત્યતા શિખવાને ભાગ્યશાળી બન્યા છે, તેઓ મોટા થશે, ત્યારે તેમને જણાશે કે આ નિયમના અજાણ વૃદ્ધ પુરૂષોથી પણ ન સમજાય તેવી કેટલીક બાબતોના ખુલાસા આ પુનર્જન્મનો નિયમ આપી શકે છે.

હવે આપણે પુનર્જન્મના નિયમનું સ્પષ્ટ વિવેચન કરીએ કે જેથી કરીને આ બાબત સંબંધી આપણને જો કોઇ પૂછે તો તેને આપણે સારી રીતે સમજાવી શકીએ.

અત્યાર સુધીમાં તમે જાણતા થયા હશો કે " તમે " તે તમારૂં શરીર નથી;કારણ કે શરીર તો વ્હેલું મોડું નાશ પામે છે, જે બનાવને આપણે " મરણ " કહીએ છીએ. તમે તો " અમર આત્મા " છો કે જે કદી મરતો નથી. તમારે આત્માને–વાસ્તે મરણ જેવું કાંઈ છેજ નાહિ. તમે ધારણ કરેલાં અનેક શરીરો નાશ પામે છતાં તમે તો તેના તેજ રહો છો. તમે પ્રથમ જીવતા હતા અને હાલ પણ જીવો છો. આ તમારાં જૂદાં જૂદાં શરીરો તમે અમુક વખતને વાસ્તે પહેરો છો તેવા જૂદા જૂદા ડગલા જેવાં છે. જ્યારે તેનું કામ થઈ રહે છે, અને તે ઘસાઇ જાય છે, ત્યારે તમે તેને છોડી દો છો અને નવાં વસ્ત્ર ધારણ કરો છો. તમે અચળ અને **શાશ્વત છો,** અને જે શરીરોમાં તમે વસો છો, તે શરીરો કરતાં તમે **તદ્દન ભિન્ન છો,** તે વિચાર જો તમારા મનમાં દૃઢ રીતે ઠસી જાય તો આ વિષય સમજતાં વાર લાગશે નહિ.

તમારી આસપાસ આવેલી કુદરત ભણી જો તમે દૃષ્ટિ કરશો તો તે તમને આ બાબત સમજવામાં મદદ કરશે. વસંતઋતુમાં ફૂલોથી જંગલો શોભીતાં લાગે છે, જ્યાં ત્યાં ગુલાબ, ચંબેલી, જાસુસ

અને મોગરો ખીલી નીકળે છે, અને વૃક્ષોને પણ કળીઓ આવે છે. પાનખર ઋતુમાં આ સઘળાં પુષ્પો અદૃશ્ય થાય છે, અને વૃક્ષો જીવ-વગરની સૂકી લાકડીયો જેવા દેખાય છે; પણ તમે સારી રીતે જાણો છો કે તે ખરી ગયેલાં પાંદડાં નીચે સંતાયેલાં મૂળમાંથી તે-મજ તે પાંદડાં વગરનાં સૂકાં થડમાંથી નવાં પુષ્પો ખીલી નીકળશે. અત્યારે તો તે વૃક્ષોમાં તમે સહેજ કે નહિ જેવું જીવન જુઓ છો, છતાં તમને ચોકસ ખાતરી છે કે આવતી વસંતઋતુમાં તે મૂળીયાં લીલાં, લાલ, કે પીળા રંગનાં પુષ્પથી શણગારાશે અને વળી તેજ ડાળીઓમાંથી લીલાં અંકુરો બ્હાર નીકળશે.

આ ઉપરથી જડવાદથી અંધ બનેલી આપણી ચક્ષુને જણાશે કે આખા શિયાળામાં તેની જીંદગી છુપી હતી, અને જો કે જુદા તોપણ લગભગ તેવાજ પ્રકારના આકારમાં તે જીંદગી દર વર્ષે પ્રકટ થાય છે. આ પ્રમાણે કુદરતના સઘળા વિભાગોમાં જીંદગી જુદા જુદા આકારોમાં પ્રકટી નીકળે છે. જે આકાર નાશ પામે છે તેમાંથી તે નીકળી જાય છે, અને થોડા વખત પછી નવા આકારમાં તે પ્રકટી નીકળે છે. જો આપણે મનુષ્યના સંબંધમાં વિચાર કરીએ તો ત્યાં પણ આ મહાન્ નિયમનો ઉદ્દેશ સમજી શકીએ.

આપણે વારંવાર પાછા કેમ આવીએ છીએ, અને સ્થૂલ શરી-રમાં પાછા કેમ જન્મીએ છીએ? આપણાં શરીરોમાં જે અનુભવ આપણે મેળવીએ છીએ, તે અનુભવરૂપી શિક્ષણો મેળવવાને આપણે ફરી ફરીને જન્મ લઇએ છીએ. દાખલા તરીકે એક બાળક નિશાળે જાય છે, તેના નિશાળના પ્રથમના છ માસમાં કેટલાક સાદા પાઠ તે શિખે છે, અને પછી રજાના દિવસોમાં તે પોતાને ઘેર જાય છે. પણ એ ઉપરથી એમ સાબીત થતું નથી કે તેને શિખવા યોગ્ય

સઘળા પાઠો તે શિખી રહ્યો છે. થોડી વાર આરામ મળે અને પ્રવૃત્તિમાં ફેરફાર થાય તે માટે આ રજા તેને મળે છે. જ્યારે રજા પુરી થાય છે, ત્યારે બીજા ૭ માસને સારૂ શિખવા તે નિશાળે જાય છે, બીજા કેટલાક પાઠ શિખે છે અને વળી બીજીવાર રજા પડે છે. જ્યાં સુધી તેની નિશાળના દિવસ પુરા થાય, ઘણા પાઠ તે શિખી રહે, અને તે વધારે મોટો અને ડાહ્યો થાય, ત્યાં સુધી આવો ક્રમ ચાલ્યા કરે છે, અને પછી વધારે શિખવાને જગતની મોટી નિશાળોમાં તે દાખલ થાય છે. આપણે વખત જતાં ઈશ્વરરૂપ થઇએ, તે માટે જે શિક્ષણોની જરૂર હોય તે શિખવાને આપણે બધાં વારંવાર પાછાં આવીએ છીએ. અને જો આપણે આ જગતરૂપી શાળામાં થોડા વખત રહેવું હોય તો જગતમાં શિખવા યોગ્ય પાઠો—પ્રેમ, નિઃસ્વાર્થતા, ધૈર્ય, સંતોષ વગેરે પાઠો—શિખવાને બનતો પુરૂષાર્થ આપણે કરવો જોઇએ કે જેથી કરીને સહેલાઇથી શિખી શકાય તેવો પાઠ શિખવાને આપણે વારંવાર જન્મ લેવો ન પડે.

આ જગત્ શીખવી શકે તે સઘળા પાઠ એક ટુંકા જન્મમાં શિખવા તે અશકય છે. આપણે અહીંયાં અમુક સંજોગોમાં મુકાયેલા છીએ. આપણે કેટલીક ફરજો બજાવવાની છે, અને જોખમદારી માથે લેવાની હોય છે. આપણને કેટલાક પ્રસંગો અને તકો મળેલાં છે. આગળ જતાં આપણે શિખીશું કે આ સંજોગો, ફરજો, જોખમદારી, પ્રસંગ, અને તક, આ સર્વ આપણા પૂર્વ ભવમાં કરેલા વિચારો, વાસનાઓ અને કાર્યોનું પરિણામ છે. એક બાળક ગરીબ માબાપને પેટે એક મોટા શહેરના હલકી વસ્તીવાળા લત્તામાં જન્મે છે, ત્યારે બીજું બાળક એક મોટા રાજ્યના કુંવર તરીકે અવતરે છે. આ બન્ને આત્માઓને તેમની જીંદગી જુદા જુદા અનુભવ આપશે, તો

પણ તે દરેકને એવી લાલચો અને કસોટીઓ મળશે કે જેમનો બરાબર ઉપયોગ કરવામાં આવે તો તેમની આંતર ઉન્નતિ બહુજ જલદીથી થઇ શકે.

વળી એકજ કુટુંબમાં જન્મેલાં બે બાળકોમાં એક બાળક લંગડું અને નિર્બળ મનવાળું જન્મે છે, ત્યારે બીજું બાળક શરીરે મજબુત અને સુંદર મગજવાળું માલુમ પડે છે. જો આ જીંદગી એકજ હોય તો એકને બીજાના કરતાં વધારે સારા સુખના સંજોગો મળે તે કેટલું બધું અન્યાયભરેલું ગણી શકાય? પણ કુદરતના સત્ય નિયમમાં અન્યાય, અધીરાઇ કે ઉતાવળીઆપણું નથી. જુદી જુદી જાતની બાહ્ય સ્થિતિવાળા ઘણા જન્મોમાં દરેક આત્માને જુદા જુદા પ્રસંગો મળે છે. આમ બનવાનું કારણ એ છે કે દરેક આત્મા પોતાને શિખવા યોગ્ય પાઠો શિખે અને આ પ્રમાણે પોતાના આત્મામાં રહેલી ગુપ્ત શક્તિઓ પ્રકટ કરે.

જ્યારે એક જીંદગી પુરી થાય છે, અને આપણે કહીએ છીએ કે કોઇક મરી જાય છે ત્યારે તે શરીરમાં રહેનાર આત્મા તેમાંથી નીકળી જાય છે અને તે જન્મમાં મળેલા અનુભવોનું પરિણામ બીજરૂપે પોતાની સાથે લેતો જાય છે. તે આત્મા મરણની પેલી પાર જુદાં જુદાં ભુવનોમાં જાય છે, જ્યાં તે બીજા પાઠ શિખે છે, અને જો તેણે આ જન્મમાં પોતાની જીંદગીને સારી રીતે ગાળી હોય છે, તો ત્યાં તે સુખ પામે છે.

તે ભુવનોમાંથી તે બખતને વાસ્તે તેનાથી જેટલું શિખી શકાય તેટલું શિખ્યા પછી, આ પૃથ્વી ઉપરની વસ્તુઓ અનુભવવાને તેને ઇચ્છા થવા માંડે છે. તેથી તે ધીમે ધીમે તેના પૂર્વના શરીરનાં બીજની આસપાસ વિચાર, વાસના અને કાર્યનાં નવાં શરીર વણવા-

બાંધવા માંડે છે, અને થોડી વાર પછી તે પૃથ્વી ઉપર એક નવા કુટું-બમાં જન્મ લે છે. તે કેટલું શિખ્યો છે, અને હજુ તેને કેટલું શિખ-વાનું છે, તે ઉપર હવેના તેના જન્મના સંજોગોનો આધાર રહેલો છે. જો પૂર્વના ભવોમાં તેણે ચિત્રકળા, ગાયનકળા, કાવ્ય રચવાની કળા વગેરે કોઇ પણ હુન્નર બરાબર શિખવાને પ્રયત્ન કર્યો હોય તો જે કુટુંબમાં સારૂં, સુંદરતા પારખી શકે તેવું, અને રસજ્ઞ શરીર મળે તેવા કુટુંબમાં તેનો જન્મ થાય છે. તેના પૂર્વજન્મના વિચારો અને કાર્યો ઉપર સઘળી બાબતનો આધાર છે. આપણે અત્ર એક મોટોપાઠ એ શિખીએ છીએ કે જો આપણે શુદ્ધ જીવન ગાળનારા લોકોમાં, સઘળી સારી-યોગ્ય વસ્તુઓ શિખી શકાય તેવા સંજોગોમાં-જન્મવું હોય તો હાલ જે સંજોગોમાં આપણે મુકાયેલા હોઇએ, તે સંજો-ગોનો સૌથી સરસ ઉપયોગ કરીને તેવા ભવિષ્યને વાસ્તે આપણે તૈયારી કરવી જોઇએ. દરેક દિવસે, રે! દરેક કલાકે આપણે આપણું ભવિષ્ય રચીએ છીએ. જો હવે આપણે આપણને મળેલા સંજોગોનો સદુપયોગ કરીએ તો આ પૃથ્વી ઉપર આપણને થોડા જન્મ લેવા પડશે, પણ જો તે સંજોગોને નકામા ગુમાવીશું તો તેજ પ્રમાણમાં આપણે વધારે વાર જન્મવું પડશે.

ત્યારે હવે આપણે એવો વિચાર કરવો જોઇએ કે ભૂતકાળમાં આપણે અનેક વાર જન્મ લીધો છે, અને અનેક વાર આપણે મરણ પામ્યા છીએ; અને આપણે આ જગતરૂપી શાળા છોડીએ તે પહેલાં કેટલાક જન્મ આપણે લેવા પડશે, એ બાબતનો આપણે ખ્યાલ લાવવો જોઇએ. આ પ્રમાણે વિચાર કરતાં આપણને જણાશે કે આપણી આસપાસ રહેલા આત્માઓ જૂદી જૂદી વયના છે; આપણા

કરતાં કેટલાક નાની ઉંમરના છે, અને તેથી આપણે જે જે શીખ્યા હોઈએ તે સઘળાની તેમની પાસેથી આપણે આશા રાખી શકીએ નહિ.

આ બાબતનું સ્મરણ થતાં આપણે તેમની તરફ સહનશીળ થઈશું. વળી તેજ પ્રમાણે આપણા કરતાં ઘણા વધારે મોટા પણ છે અને તેથી આપણે જે વર્ગમાં છીએ તેના કરતાં ઘણા ઉંચા વર્ગમાં તેઓ છે. તેમના તરફ આપણે પૂજ્યભાવથી જોવું જોઈએ, તેઓ જે શીખવવાને રાજી હોય તે આપણે આભારની લાગણી સાથે શીખવું જોઇએ, અને આપણાથી બની શકે તેવી તેમની આપણે સેવા બજાવવી જોઇએ.

આ પ્રમાણે ઈશ્વરની મહાન્ શાળામાં આપણી ફરજ બજાવવાનો અને આપણા પાઠો શીખવાનો પ્રયત્ન કરતાં આપણે એવી સ્થિતિએ આવી પહોંચીશું કે જ્યારે આપણે પરિપૂર્ણ થઈશું, અને આ જગત્ શીખવી શકે તેવાં સઘળાં શિક્ષણો મેળવેલાં હોવાથી આપણને ફરીથી આ દેહ ધારણ કરવો પડશે નહિ.

## પ્રશ્નો.

(૧) પુનર્જન્મ એટલે શું એ તમારા શબ્દોમાં સમજાવો.

(૨) ફરી ફરીથી જન્મ લેનાર કોણ ?

(૩) આ જગતમાં ઘણા જન્મની શી જરૂર છે ?

(૪) આ જગતમાં કેટલાક પુરૂષો ડાહ્યા અને સારા હોય છે, ત્યારે બીજા કેટલાક મૂર્ખ અને વિષયી હોય છે, તેનું કારણ શું ?

(૫) આ સ્થૂળ શરીરના નાશ પછી આત્માનું શું થાય છે ?

(૬) આ પૃથ્વી ઉપરના આપણે લેવાના જન્મોની સંખ્યા આપણે શી રીતે ઓછી કરી શકીએ ?



# પ્રકરણ ૩ જું.



## કાર્યકારણ–કર્મનો નિયમ.

'માણસ જેવું વાવશે, તેવું લણશે' એ રીતે ક્રિશ્ચિયન ધર્મ પ્રવર્તક સેંટપોલે લખ્યું. 'કારણની પછવાડે કાર્ય નિરંતર ચાલ્યું આવે છે,' એ રીતનો વિશ્વનો મહાન્ નિયમ, જે લોકોને ઉપદેશ આપવાને તે પ્રયત્ન કરતો હતો, તેમને સારૂ તેણે લખ્યો. મહાત્મા જીસસે પણ શીખવ્યું હતું કે 'સારા વૃક્ષમાંથી ખરાબ વૃક્ષ ઉત્પન્ન થાય નહિ તેમજ ખરાબ વૃક્ષ સારા ફળને જન્મ આપી શકે નહિ.' કાર્યકારણના આ નિયમને, ગયા પ્રકરણમાં પુનર્જન્મનો જે નિયમ આપણે શીખતા હતા, તેની સાથે નિકટનો સંબંધ છે.

હવે નિયમ તે શું? જો તમે શબ્દાર્થકોશમાં જોશો તો તેના અનેક અર્થ આપવામાં આવેલા હશે. પણ તે સર્વનો સામાન્ય અર્થ એ છે કે 'સ્થાપિત કરેલો કાયદો' અને જે કુદરતી કાયદાનો આપણે અભ્યાસ કરીએ છીએ તે કાયદો કુદરતી વિશ્વમાં સ્થાપિત થયેલો છે. તે કાયદો એવો છે કે જેમાં ફેરફાર કરવાની આપણી તો સત્તા નથી જ. આપણે વાસ્તે કુદરતના નિયમો મજબૂત, ચોક્કસ અને અચળ છે. આ નિયમો વિષે જ્ઞાન મેળવવું કેટલું બધું લાભકારી છે તે તમે હવે સમજી શકશો; કારણ કે આપણે તેમના પર આધાર રાખીએ, તો તેઓ કદાપિ આપણને દગો દેશે નહિ. અને જો આપણે આપણો જીવનવ્યવહાર તે નિયમોને અનુસારે

ચલાવીએ તો આપણે શાંતિ અને સહીસલામતીમાં રહી શકીએ, અને આપણને કોઇ પણ પ્રકારનો ભય રહે નહિ.

માણસે બનાવેલા અને તેટલા માટે બદલી શકાય તેવા કોઇ હલકા પ્રકારના નિયમનો જો તમે ક્ષણવાર વિચાર કરો તો આ સમજવામાં તમને સુગમતા થશે. આવા કેટલાક નિયમો પ્રમાણે આપણા દેશનો રાજ્યવહીવટ ચાલે છે, એ તમે સમજો છો. માણસે ચોરી કરવી નહિ, તેણે બીજા મનુષ્યને મારી નાખવો નહિ, તેણે વ્યભિચાર કરવો નહિ, વગેરે. હવે દરેક રાજ્યમાં એવા કેટલાક લોક મળી આવે છે, જેઓ આ નિયમોને પાળવા ઇચ્છતા નથી. તેઓ ( અનુભવની અપેક્ષાએ ) બાળ-આત્માઓ છે. આપણે વારંવાર નિયમોનો ભંગ કરીએ તેના કરતાં તે નિયમોને પાળીએ, ત્યારે આપણે કેટલા વધારે સુખી થઇએ છીએ તે હજુ તેઓ શીખ્યા નથી; અને તેથી તેઓ નિયમોની વિરૂદ્ધ અનેક પ્રકારનાં કાર્યો કરતા જાય છે. આવા મનુષ્યોના સંબંધમાં એક ધ્યાન રાખવા લાયક બાબત એ છે કે તેઓ સામાન્ય રીતે સુખી હોતા નથી અથવા તેઓ સ્વસ્થચિત્તવાળા હોતા નથી; અને પોતાના અપરાધ રખેને પકડાઇ જાય તે કારણથી તેઓ નિરંતર ઉદ્વેગવાળા અને ભયભીત રહે છે. તેઓ રસ્તામાં પોલીસને મળવાથી ડરે છે, તેઓ દિવસના પ્રકાશમાં છાનામાના સંતાઇ રહે છે, અને અંધારા ખૂણાઓમાં ભરાઇ રહે છે.

પણ જે મનુષ્યો પોતાના દેશના કાયદાઓને માન આપી વર્તે છે, તેમને આવા પ્રકારનો ભય હોતો નથી. નિયમની વિરૂદ્ધ વર્તવાને બદલે નિયમાનુસાર તેઓનું વર્તન હોય છે, અને તેથી કાયદા

તરફ મિત્રની દૃષ્ટિથી જુએ છે અને જે લોકો કાયદા અમલમાં મૂકનારા છે, તેમને તેઓ મદદગાર અને રક્ષણકર્તા તરીકે ગણે છે, પણ શત્રુ તુલ્ય માનતા નથી. 'નિયમ' એ તેના સૌથી વિશાળ અર્થમાં નહિ બદલાય તેવું કાંઈક તત્ત્વ છે; અને જ્યાં સુધી આપણે નિયમ પ્રમાણે વર્તીશું, ત્યાં સુધી આપણું શ્રેયજ થશે, અને જ્યારે નિયમની સામે લડવાને આપણે પ્રયત્ન કરીશું, ત્યારે નિયમનો આપણે ભંગ કરી શકીશું નહિ; પણ આપણું પોતાનુંજ નુકશાન થશે. જો આ બાબતનો તમને ખ્યાલ આવી શકતો હોય, અને જો આ વિચારશ્રેણી તમારા પોતાના વર્તનને લાગુ પાડતાં તમે શીખો તો તમે એવું એક શિક્ષણ મેળવ્યું ગણાશે કે જે શિક્ષણથી, જે જે વિપત્તિઓ અને શોકના પ્રસંગો તમારા ઉપર આવી પડે, તેને તમે વધારે સહેલાઈથી સહન કરી શકશો. કારણ કે જે નિયમ વિષે આપણે હાલ વિચાર કરીએ છીએ, તે નિયમ આપણી જીંદગી ઉપર તેમજ બાકીના વિશ્વમાં પોતાની સત્તા એકસરખી રીતે ચલાવે છે; સત્ય અને એકતાના મહાતત્ત્વોની સાથે અનુકૂળ થઈને અથવા તો આપણા પોતાના સ્વાર્થી હેતુ સિદ્ધ કરવાને તે મહાતત્ત્વોની સામે થઈને જેવી રીતે આપણે આપણું વર્ત્તન ચલાવીએ, તે પ્રમાણમાં આપણી જીંદગીમાં તે કાર્યોનાં પરિણામ સારાં કે બુરાં આપણે લાવી શકીશું. જો આપણે આપણા જીવનવ્યવહારમાં આપણા પોતાનાજ સુખનો અને આપણા પોતાનાજ સારૂ સુંદર વસ્તુ મેળવવાનો વિચાર કરીએ; અને જ્યાં સુધી આપણા પોતાને વાસ્તે સુખ અને ગમત મળે ત્યાં સુધી આપણે બીજાને કેટલાં હેરાન કરીએ છીએ, અથવા આપણે કેટલું જુઠું બોલીએ છીએ તેની દરકાર ન

કરીએ; તો જે 'પ્રેમ'ના નિયમ ઉપર વિશ્વ બંધાયલું છે, તે નિયમની વિરૂદ્ધ આપણે વર્તીએ છીએ; અને તે નિયમની વિરૂદ્ધ વર્તવાથી આપણે દુઃખ અને શોકનાં બીજ રોપીએ છીએ, જેનું ફળ ભવિષ્યમાં આપણે આ પૃથ્વીપર લણવું પડશે. તેથી ઉલટું જેને આપણે સારામાં સારૂં જાણીએ છીએ, તદનુસાર આપણો જીવન-વ્યવહાર ચલાવવાને જો આપણે નિરંતર પ્રયત્ન કરતા રહીએ, તેમજ આપણા દોષો અટકાવવાને, અને વધારે સત્યવાદી અને વધારે પ્રેમાળ થવાને પ્રતિદિન જો આપણે ઉદ્યમ કરતા રહીએ, તો આપણે એવાં બીજો વાવીએ છીએ કે જે બીજો બીજા જન્મમાં જ્યારે પક્વ થશે ત્યારે ચારિત્રનાં સુંદર પુષ્પરૂપે ખીલી નીકળશે; તે જન્મમાં આનંદ અને પ્રેમ આપણી આસપાસ છવાઈ રહેશે, અને બીજાને મદદ કરવાની શક્તિ આપણામાં હદપારની ખીલશે. જો કે વચ્ચેના સમયમાં ( રાત્રિમાં ) આપણે ઉંઘી ગયા, છતાં ગઇ કાલ-નો દિવસ અને આજનો દિવસ એક બીજા સાથે જોડાયેલા છે, તેમ જો કે કામલોક અને સ્વર્ગલોકમાં બે સ્થૂળ જીંદગીઓની વચ્ચે ગમે તેટલો લાંબો સમય આપણે પસાર કરીએ, છતાં પૃથ્વીપરની એક જીંદગી પૃથ્વીપરની બીજી જીંદગીની સાથે સંબંધ વગરની નથી, તે બાબત પુનર્જન્મના નિયમનો અભ્યાસ કરતી વખતે આપણે વિચારી ગયા છીએ.

જો આપણો પગ ગઇ કાલે ભાગી ગયો હોય, અને જોકે આખી રાત્રી વચ્ચેથી પસાર થાય, છતાં તે ભાગેલા પગની ઇજા આજ પણ આપણને થાય છે, તેજ રીતે આપણે આ જીંદગીમાં જે સારાં કે નરસાં કામો કરીશું, તે કાર્યોનું પરિણામ આપણા બીજા જન્મમાં

આપણે ભોગવવું પડશે; અને તેજ કારણથી થીઓસોફીકલ સોસાઈટીમાં પુર્વ ભવમાં કરેલાં કાર્યોનું પરિણામ દર્શાવવાને કર્મ શબ્દ વાપરવામાં આવેલો છે. કર્મ એ સંસ્કૃત શબ્દ છે, અને તેનો અક્ષરાર્થ કાર્ય થાય છે. આ કર્મનો નિયમ આપણી જીંદગી ઉપર પોતાની પ્રબળ સત્તા ચલાવે છે; કારણ કે આપણને કેવાં શરીર મળશે, આપણે કેવા સંજોગોમાં જન્મ લેઈશું, અને વળી વધારે અગત્યની બાબત તો એ કે કેવા મન અને કેવા ચારિત્ર સાથે આપણે જન્મ લેઇશું, તે સર્વનું નિયામક આપણું પૂર્વ ભવોમાંથી સાથે લાવેલું કર્મ છે. આ કેવી રીતે છે તે સમજવાને હવે આપણે પ્રયત્ન કરીએ.

આપણે વિચારી ગયા છીએ કે દરેક કારણનું કાર્ય (પરિણામ) આવવું જોઈએ, અને એક સ્થૂળ જીંદગીમાં આપણે જે કાર્યો કરીએ છીએ, તેનાં પરિણામ બીજી સ્થૂળ જીંદગીમાં આવે છે. હવે આખો દિવસ આપણે ત્રણ પ્રકારની પ્રવૃત્તિઓ કરીએ છીએ: આપણે (શરીરથી) કાર્ય કરીએ છીએ, આપણે ફરી હરીએ છીએ અથવા બોલીએ છીએ; આપણને લાગણી થાય છે; અને આપણે ઇચ્છીએ છીએ; અને આપણે વિચારો કરીએ છીએ. આ ત્રણે પ્રવૃત્તિઓનું શું શું પરિણામ આવે છે, તે હવે આપણે વિચારીએ. સામાન્ય રીતે બોલીએ—(અને તમારે યાદ રાખવું જોઈએ કે આ મોટા નિયમોને અપવાદ હોય છે; એટલે કે બીજાં કેટલાંક કારણો વચમાં આવે છે, જેની અસર પણ થવી જોઇએ, અને તેથી તે કારણો બીજા જન્મમાં આવનાર પરિણામને બદલે છે, અથવા સંપૂર્ણ બદલે છે.)—તો જે મનુષ્ય એક

જીંદગીમાં આ પૃથ્વીપર સારાં કાર્યો કરે છે, તે બીજી સ્થૂળ જીંદગીમાં સારી શારીરિક સ્થિતિ અને સારૂં શરીર તે કાર્યોના પરિણામ રૂપે મેળવશે. તેનો ગમે તેવો હેતુ હોય, છતાં જે કોઇ પુરૂષ કે સ્ત્રી બહુજ લોકોને સુખ કરે છે, તે જ્યારે ફરીથી તે પૃથ્વીપર જન્મ લે છે, ત્યારે તેની આસપાસ તેને જે જોઇતું હોય તે કરી આપવાને તત્પર ઘણા માયાળુ મિત્રો વીંટાઇ વળેલા જુએ છે. જેનાં માબાપ અને મિત્રો તેના પર પ્રીતિ રાખતાં હોય, અને તેના કલ્યાણમાં રાજી રહેતાં હોય તેવા એક બાળકને સુખી કુટુંબમાં જન્મેલું આપણે દાખલા તરીકે જોઈએ. તેની સારી સ્થિતિથી આપણામાં જરા ઇર્ષ્યાનો—અદેખાઇનો અંશ આવે છે. પણ જો આપણે આ કર્મનો નિયમ જરા સમજતા હોઇએ તો આપણા મન સાથે આ પ્રમાણે વિચાર કરીશું કે " તે છોકરો કે છોકરી પૂર્વજન્મમાં કરેલાં દયાનાં કાર્યોનું પરિણામ હાલ ભોગવે છે, અને તે છોકરા કે છોકરીને જે જે સુખ મળેલું છે, તે દરેક સુખ મેળવવાને તેને ખરો હક છે." તેજ રીતે જો આપણું શરીર નિર્બળ કે અશક્ત હોય, અથવા જેવા સંજોગો આપણે ઇચ્છીએ છીએ, તેવા આપણી જીંદગીના સંજોગો ન હોય તો આપણે વળી કહીશું કે " ભૂતકાળમાં રોપેલાં ખરાબ બીજોનું આ સર્વ પરિણામ છે. હું મારા પોતાનાંજ ખરાબ કાર્યોનું ફળ ભોગવું છું અને આ બાબતમાં મારૂં કર્તવ્ય આ દુઃખ બહાદુરાઇથી અને સહનશીળતાથી ખમવામાં સમાય છે. મારા આવતા જન્મમાં મને સારૂં શરીર અને વધારે સારા સંજોગો પ્રાપ્ત થાય, તેવા પ્રકારનાં કાર્યો કરવાને મારે આ જીંદગીમાં પ્રયત્ન આદરવો જોઇએ, કે જેથી કરીને હાલ હું જેટલો

દુનિયાને ઉપયોગી થઇ શકું છું તેના કરતાં વધારે ઉપયોગી હું થઈ શકું. ”

જો આપણે ખરેખરી નમ્રતા ધારણ કરી શકીએ, અને હાલ જે આપણને અપ્રિય લાગે છે, તેનાથી પણ સંતુષ્ટ થવાને પ્રયત્ન કરી શકીએ, તો આપણાં દુઃખો વિઘ્નરૂપ થવાને બદલે અમૂલ્ય આશીર્વાદરૂપ થઇ પડશે. બીજી કોઇ પણ રીતે ન શીખી શકાય તેવાં શિક્ષણો તે દુઃખો આપણને શીખવશે: અને જે સાધ્યબિન્દુ પ્રાપ્ત કરવાને આપણે મથીએ છીએ, તે સાધ્યબિન્દુના સમીપમાં સુખ જેટલું લેઇ જાય તેના કરતાં વધારે ઝડપથી તે દુઃખ આપણને લેઇ જશે. તે સાધ્યબિન્દુ એ એવી સ્થિતિ છે કે જ્યાં સુખ અને દુઃખ, હર્ષ અને શોક આપણને સમાન લાગશે; કારણ કે અમર અને અગાધ આત્મતત્ત્વના સાથે આપણું એક્ય સિદ્ધ કરવાને આપણે શીખીશું.

હવે આપણી લાગણીઓ અને ઇચ્છાઓનો—રાગ અને દ્વેષનો—દરેક પ્રકારની વૃત્તિઓનો—વિચાર કરીએ; કારણ કે તે લાગણીઓ અને ઇચ્છાઓનું વાસનાશરીર બને છે, જેને અંગ્રેજી ભાષામાં ‘ એસ્ટ્રલ બોડી ’ ( astral body ) કહે છે; તેના સંબંધમાં આગળ કોઇ પ્રકરણમાં આપણે વિશેષ વિચાર કરીશું.

જો આપણી ઇચ્છાઓ અને વિચારો ઘણે ભાગે પવિત્ર અને સારાં હોય, જો આપણે ગરીબ અને દુઃખીના બેલી—મદદગાર થવા ઇચ્છતા હોઇએ; અને જો આપણી આસપાસ આવેલી દુનીયામાં પ્રેમની ઇચ્છાઓ ફેલાવવા વારંવાર પ્રયત્ન કરતા હોઇએ તો જ્યારે આપણે બીજી વખત પૃથ્વીપર જન્મ લઇશું ત્યારે સર્વ બાજુએ પ્રેમથી આપણે ઘેરાઇ જઇશું, આપણને ઘણા મિત્રો મળશે અને

તેમાંનો દરેક આપણા તરફ પ્રેમ દર્શાવતો અને માયાળુ જણાશે: પણ તેથી ઉલટું જો આપણે ક્રોધ અને ઈર્ષાને તેમજ અપવિત્ર ઇચ્છાઓ અને વાસનાઓને આપણા મનમાં સ્થાન આપીએ, તો પૃથ્વી ઉપર પાછાં ફરતાં આપણને એક બેડોળ વાસનાશરીર પ્રાપ્ત થશે, અને આખું જગત્ આપણા તરફ સખ્ત હોય એમ આપણને ભાસશે, અને જગતના લોકો આપણા પર ધુરકીઓ કરતા અને આપણને નુકશાન કરવાને પ્રયત્ન કરતા જણાશે.

વળી ત્રીજી રીતે આપણે આપણા વિચારોથી, અને આપણા વિવિધ પાઠ અને અભ્યાસ તરફ જેવી આપણે વૃત્તિ રાખીએ તેથી, આપણે કર્મ બાંધીએ છીએ. જુદા જુદા લોકોના મનની શક્તિમાં કેટલો બધો ભેદ હોય છે તે તમે સારી રીતે સમજો છો. આપણે કહીએ છીએ કે અમુક માણસો તો બહુ બુદ્ધિશાળી છે અને તે પોતાના પાઠ બહુ સારી રીતે અને ઝડપથી કરી શકે છે, તેઓના માટે કેટલીક વાર આપણે લગભગ ખેદ કરીએ છીએ, કારણકે કદાચ આપણા પાઠ તૈયાર કરવામાં સાંજનો આપણો બધો વખત પસાર થઇ જાય છે, અને તો પણ તે પાઠ બીજા બાળક જેટલા સારા આપણે જાણતા નથી.

પણ જો કર્મના નિયમનું આપણને જરા જ્ઞાન હોય તો આપણા નિશાળના સાથીઓના જેટલી ઝડપથી આપણે શા સારૂ આપણા પાઠ તૈયાર કરી શકતા નથી, તેનું કારણ આપણે સમજી શકીશું. આપણે આપણા મન સાથે વિચાર કરીશું કે "ભૂતકાળમાં તેના મનને કેળવવાને તેણે કેટલો બધો પ્રયાસ કર્યો હશે! જ્યારે હું મારો સમય રમતાં ગુમાવતો હતો, તે વખતે તે અભ્યાસ કરતો હોવો જોઇએ;

અને તેથી આ જન્મમાં મારા કરતાં વધારે સારા 'મનોમય કોષ' —માનસિક શરીર સાથે તે જન્મ્યો છે. સ્થિરતાથી વિચાર કરવાની શક્તિ તેણે ખીલવી છે. તેથી જ્યારે હું મારા મનને બીજી ડઝન વસ્તુઓ તરફ ભટકવા દઉં છું, ત્યારે તે પોતાના પાઠમાં સઘળું ધ્યાન રાખી શકે છે, અને તે પાઠને મગજમાં ઉતારી—બરાબર સમજી શકે છે." આપણા નિશાળના સાથીને મળેલી શક્તિની ઇર્ષા અને પ્રશંસા કરવા કરતાં આપણે એવા દઢ નિશ્ચય ઉપર આવતા જોઇએ છીએ, કે આપણો સમય હવે આપણે નિરર્થક ગુમાવીશું નહિ; પણ આપણાથી બનતી સંપૂર્ણતાથી આપણો સઘળો અભ્યાસ કરીશું, કે જેથી કરીને ફરીથી આ પૃથ્વી પર આપણે અવતરીએ ત્યારે આપણને સુંદર, મજબૂત માનસિક શરીર મળે, અને તે શરીરદ્વારા જે જે વિષયો સમજવા આ જન્મમાં કઠણ લાગે છે, તે વિષયોનો આપણે અભ્યાસ કરી શકીશું.

ઘણા ગુંચવણભરેલા 'કર્મ' ના વિષયનો આ ઘણો અપૂર્ણ ચિતાર છે. કારણ કે કર્મનો નિયમ ઘણાં ભુવનોપર કાર્ય કરે છે; અને કાર્ય કરતાં પણ જે આશયથી તે કાર્ય કરવામાં આવ્યું હોય, તે આશય બહુજ અગત્યનો છે. કારણ કે આશયનું ફળ ચારિત્રરૂપે આવે છે, ત્યારે કાર્યનું ફળ સંજોગોરૂપે દેખાય છે. પણ આ સંબંધમાં યાદ રાખવા લાયક મોટી બાબત એ છે કે આપણી જીંદગીમાં આપણી જેમે તેવી સ્થિતિ હોય, તો પણ તે સ્થિતિ આપણે પોતેજ આપણા સારૂ બનાવી છે, અને આપણી જીંદગીના દરેક દિવસે ભવિષ્યની જીંદગીને વાસ્તે આપણે ચારિત્ર બાંધીએ છીએ, અને સંજોગો ઉત્પન્ન કરીએ છીએ.

## પ્રશ્નો.

૧ કુદરતનો નિયમ શો છે? અને મનુષ્યના કાયદામાં અને તેમાં અંતર શું છે?

૨ જે સ્થૂળ ભુવનના સંજોગોમાં આપણે જન્મીએ છીએ તે સંજોગો કોણ બનાવે છે?

૩ જો આ વખતે નિર્બળ અને અશક્ત માનસિક શરીર મને મળેલું હોય તો આવતા જન્મમાં પણ શું એવુંજ નિર્બળ શરીર મને મળશે? જો એમ ન હોય તો તે અટકાવવાને મારે શું કરવું જોઇએ?

૪ એક બાળક ઘાતકી અને નિર્દય ચારિત્ર સાથે જન્મેલું હોય છે, પણ તેના સંજોગો મોજશોખવાળા છે, આવું પરિણામ લાવવા સારૂ તે પૂર્વભવમાં કેવી રીતે વર્ત્યું હશે?

૫ કર્મના કાયદાના જ્ઞાનથી આપણે કેવી રીતે સંતોષી બની શકીએ?

૬ કર્મના નિયમની સાથે પુનર્જન્મના નિયમને શો સંબંધ છે?



# પ્રકરણ ૪થું.

## જીવાત્માની ઉન્નતિ-વિકાસક્રમ.

'વિશ્વના મહાન નિયમો સંબંધી જ્ઞાન માણસને પોતાની ઉન્નતિ ઝડપથી સાધવામાં સાહાય્ય આપે છે,' આ નાના વાક્યનો શો અર્થ થાય છે તે આપણે હવે વિચારીશું; તેમજ જે ઉન્નતિ ઝડપથી કરી લેવાની ઇચ્છા બતાવવામાં આવે છે, તે ઉન્નતિનો સાધારણ ક્રમ કેવા પ્રકારનો છે, તે પણ વિચારીશું.

આ વિકાસક્રમ અથવા પ્રકટીકરણ ( evolution ) નો અક્ષરાર્થ તપાસીશું, તો હલકાં હલકાં રૂપમાંથી વધારે ને વધારે ઉચ્ચ ઉચ્ચ રૂપોનું પ્રકટ થવું, એવો અર્થ થાય છે. મહાન્ વિજ્ઞાનશાસ્ત્રી ચાર્લ્સ ડાર્વીનના બતાવ્યા પ્રમાણે સઘળી કુદરતમાં વિકાસક્રમ અથવા પ્રકટીકરણ ચાલ્યા કરે છે, હલકા આકારો-રૂપો નાશ પામી પોતાની જગ્યા ઉંચા આકારો-રૂપોને આપે છે; વળી તે ઉચ્ચ આકારોનું સ્થાન વખત આવે વધારે ઉચ્ચ આકારો લે છે. એક જાતના ભ્રમરમાંથી પતંગીયું પ્રકટ થાય છે; પુષ્પ કળીમાંથી પ્રકટી નીકળે છે: અને ફળ પુષ્પમાંથી પ્રકટી નીકળે છે. નાનું બચ્ચું વિકાસ પામી બાળક થાય છે; અને ઉન્નતિના ક્રમમાં તે બાળક મટી પુખ્ત ઉમરનો પુરૂષ કે સ્ત્રી બને છે. આ પ્રમાણે જો વિશાળ દૃષ્ટિથી અવલોકીએ તો, જે પોતાના ચૈતન્યમાં આખા વિશ્વને ધારણ કરે છે, અને જે દિવ્ય આત્માને આપણે કેટલીકવાર ઇશ્વરનું અથવા શબ્દબ્રહ્મનું નામ આપીએ છીએ તે દિવ્ય આત્માથી આખી દુનિયા

આગળ વધ્યા કરે છે—વિકાસ પામે છે. આપણામાંનો દરેક, ઇશ્વરમાંથી આવેલો છે; અને જ્યારે આપણે સઘળી જાતનાં રૂપો—શરીરો દ્વારા હજારો જુદી જુદી જાતની સ્થિતિનો અનુભવ મેળવીશું, સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરીશું, અને સંપૂર્ણ પ્રેમાળ થઇશું ત્યારે જે આપણી જીંદગીનું અને વિશ્વમાંના દરેક રૂપમાં રહેલી જીંદગીનું પરમ ઉત્પત્તિ સ્થાન છે, તે ઇશ્વરની સાથે આપણે આપણી સંપૂર્ણ જ્ઞાનમય સ્થિતિમાં ફરીથી જોડાઇશું.

પણ જેમાંથી આપણે પ્રારંભ કર્યો તેમાં આપણે ફરીને પાછા આવીએ છીએ, તે ઉપરથી તમારે એમ ન કલ્પના કરવી કે આપણામાં કાંઇ ફેરફાર થયેલો નથી, અને વચમાંનાં અસંખ્ય વર્ષો નિષ્ફળ ગયેલાં છે. આ લાંબી મુસાફરીનો જ્યારે આપણે પ્રારંભ કર્યો ત્યારે આપણે જાણે કે ઉંઘતા હોઇએ તેવી સ્થિતિમાં હતા; પણ આપણી મુસાફરીના અન્તે વિશ્વની દરેક ભૂમિકાપર સંપૂર્ણ ભાન સહિત કામ કરવાની શક્તિ આપણે પ્રાપ્ત કરેલી હશે; ખરેખર આપણે જાતેજ ઇશ્વર થયેલા હોઇશું. હવાની અંદર નાની નાની ચીણગારીઓ જેમાંથી ઉડી રહેલી છે, તેવા એક મહાજ્વાળાવાળા અગ્નિનો વિચાર કરો, અને જ્યાં સુધી તે અગ્નિમાંથી જે ચીણગારી ઉદ્દ્ભવવા પામી, તે ચીણગારી અગ્નિના સરખી જાતે થાય, ત્યાં સુધી તે દરેક ચીણગારી વૃદ્ધિ પામ્યાજ કરે છે, એમ કલ્પના કરો. જો આ બાબતનું ચિત્ર તમારા મનસંમુખ તમે ખડું કરી શકો, તો માણસના આધ્યાત્મિક વિકાસક્રમનો શો અર્થ છે, તેનો કાંઇક ઝાંખો આભાસ તમને આવી શકશે.

શરૂઆતનાં પગથિયાંમાં આ ચીણગારીઓ જેઓ 'જુદી જુદી

વ્યક્તિ' રૂપે પ્રકટ થયેલી છે, તેઓ ઘણી ધીમે ધીમે વૃદ્ધિ પામે છે, કારણ કે હજુ તેમનામાં બહુ બુદ્ધિ નથી, અને તેઓ ક્યાં જાય છે, અને શું કરે છે, તે તેમના જાણુવામાં નથી; પણ જ્યારે તે વ્યક્તિઓ—જીવાત્માઓ મનુષ્યના શરીરમાં ઘણા જન્મ લે છે, અને જ્યારે તેઓનું મન આત્માનું સારૂં સાધન થયેલું હોય છે, અને જે નિયમ દ્વારા માણસનો વિકાસક્રમ ચાલે છે તે મહાન્ નિયમોનું કાંઇક જ્ઞાન તેઓએ મેળવ્યું હોય છે, ત્યારે તેઓ વધારે ઝડપથી ઉન્નતિ સાધવાનો પ્રારંભ કરે છે.

જે માણુસ બહુ ભલો અથવા ડાહ્યો ન હોય અને જે પોતાની જાતને ખુશી રાખવા ઉપરાંત કોઇ પણ બાબતની દરકાર કરતો ન હોય, તેવા એક માણસનો દાખલો આપણે લઇએ.

તે માણુસ એમ વિચારે છે કે જ્યારે હું મરી જઈશ ત્યારે મારા સર્વસ્વનો નાશ થઇ જશે અને તેથી નીચે પ્રમાણે પોતાના મનની સાથે વિચાર કરતો ઘણીવાર માલૂમ પડે છે; "મારે આ દુનિયામાં ફક્ત થોડાં વર્ષ જીવવાનું છે; અને તેથી તે વર્ષોમાં મારાથી બની શકશે તેટલું સુખ મેળવવાની મારી ઇચ્છા છે. સારા કે ભલા થવા સંબંધી ચિંતા કરવાથી કાંઇ પણ લાભ નથી. આ ટુંક સમયમાં મને સુખ ભોગવી લેવા દો." પણ ધારો કે તેજ માણુસ ફક્ત એકજ વાર શીખે કે—**મરણથી તે પોતે નાશ પામતો નથી.** તેને ફરી ફરીને પૃથ્વી ઉપર પાછા આવવું પડશે, અને જન્મ લેવો પડશે; અને વળી તેને દરેક સારા અથવા નરસા કાર્યનું અને વિચારનું પણ ફળ ભોગવવું પડશે—તો પછી તેના જીવનમાં કેટલો બધો ફેરફાર થઇ જાય તેની તમારી મેળે તમે કલ્પના કરી શકશો. તે પોતાના

મન સાથે વિચાર કરશે કે "હું કેવી રીતે મારી જીંદગી ગાળું છું તેની મારે સંભાળ રાખવી જોઇએ; મારો સમય તથા મને મળેલા પ્રસંગો–તકો મારે નકામા ગુમાવવા જોઇએ નહિ, નહિ તો ભવિષ્યની જીંદગીઓમાં મારે દુઃખ ભોગવવું પડશે. મારે મનને કેળવવાને અને ચારિત્ર ઉત્તમ પ્રકારનું બાંધવાને પ્રયત્ન કરવો જોઇએ; તેમજ દુનિયાનું કેટલું ભલું હું કરી શકું તેનો મારે વિચાર કરવો જોઇએ; કે જેથી કરીને મારે ફરી ફરીને પાછા આવવું ન પડે, અને ઘણા દુઃખદાયક જન્મ લેવા ન પડે, પણ હું મારી ઉન્નતિ ઝડપથી કરી શકું, અને હાલ હું છું તેમ જીવનચક્રમાં એક લાકડાના ઢીમચાંરૂપ થવાને બદલે મનુષ્યજાતિના સહાયકમાંનો એક થઇ શકું."

તે પછી આપણે અનુભવ મેળવી જાણવું જોઇએ કે ભૂતકાળમાં આપણે અનેક વાર જન્મ લીધો છે, અને ભવિષ્યમાં પણ અનેક વાર જન્મ ધારણ કરવો પડશે; અને આ અનેક જન્મોમાં મનુષ્યનું રૂપ ધારણ કરનાર એક જંગલી અને બીનકેળવાયેલ મનુષ્યમાંથી આપણે ઉંચી ઉંચી હદે ચઢતા જઇએ છીએ; આ પ્રમાણે આખરે આપણે મનુષ્યજાતિની સંપૂર્ણ ઉન્નતિએ પહોંચીએ છીએ, અને તે સ્થિતિમાં મનુષ્ય ફરીથી દિવ્ય આત્માની સાથે એક થાય છે. પણ મનુષ્યનું શરીર ધારણ કર્યું તે પહેલાં, કેવાં કેવાં શરીરો આપણે ધારણ કર્યાં, એ પ્રશ્ન તમે સ્વાભાવિક રીતે પૂછવાને દોરાશો. તે પ્રશ્નનો ઉત્તર એ છે કે વિજ્ઞાન (સાયન્સ)ના કથન પ્રમાણે જેમ મનુષ્યનું શરીર પ્રાણીના શરીરમાંથી વિકાસ પામ્યું; તેજ પ્રમાણે તે પ્રાણીઓના શરીરમાં રહેલું મન–ચૈતન્ય પણ ઉચ્ચ પ્રકારના ચૈતન્ય રૂપે વિકાસ પામ્યું, અને આ રીતે મનુષ્યાકારમાં રહેવાને યોગ્ય થયું. આ પ્રમાણે તેનો

ઇતિહાસ તપાસતા આપણે પાછળ જઇશું તો આપણને જણાશે કે ઇશ્વરમાંથી નીકળેલા જીવનના દિવ્ય અંશો—જીવાત્માઓ પ્રથમ તો પ્રકૃતિથી ઘેરાવા લાગ્યા અને તેથી છેક હલકામાં હલકી સ્થિતિ જે ખનિજ પદાર્થની છે તેમાં દાખલ થયા. આ રીતે તેઓ ખનિજ સ્થિતિ સુધી પહોંચી ગયા; જેથી એમ કહેવામાં આવે છે કે "ઇશ્વર ખનિજ પદાર્થમાં ઉંઘે છે". **ખનિજ** પદાર્થમાંથી ચૈતન્યપ્રવાહ **વનસ્પતિવર્ગમાં** વિકાસ પામ્યો, અને વનસ્પતિમાંથી **પ્રાણીવર્ગમાં** પસાર થયો. આખરે તે પ્રાણીવર્ગ વધારે ને વધારે બુદ્ધિશાળી થતો ગયો અને એવી સ્થિતિએ પહોંચ્યો કે જ્યાંથી તે મનુષ્ય તરીકે જન્મ લેવાને લાયક થયો. મનુષ્યવર્ગમાં તે ધીમે ધીમે ઉચ્ચ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરે છે, અને તે દિવ્ય બને છે, એ પણ આપણે વિચારી ગયા. બે સ્થૂલ જન્મ વચ્ચે લાંબો સમય તે પસાર કરે છે, તે મરણ પછીની મનુષ્યની સ્થિતિ સંબંધી જ્યારે આપણે અભ્યાસ કરીશું, ત્યારે માણસો આ સ્થૂળ જગતમાં કેવી રીતે શિક્ષણ મેળવે છે, અને દિવ્ય ભૂમિમાં ( સ્વર્ગમાં ) પોતાને આ જગતમાં મળેલા અનુભવમાંથી તેઓ કેવી રીતે સાર ગ્રહણ કરે છે ( કે જ્યારે જ્યારે ફરીથી તેઓ આ સ્થૂળ ભુવનપર જન્મ લે, ત્યારે તેમનું અનુભવ જ્ઞાન વૃદ્ધિ પામેલું હોય ) તે સર્વ આપણે વિસ્તાર સહિત બીજાં પ્રકરણોમાં અવલોકીશું.

. . .

પણ હાલતો આ અમૂલ્ય સત્ય આપણે હૃદયમાં રાખવું જોઇએ કે " **છેક હલકામાં હલકી વસ્તુથી તે ઉચ્ચમાં ઉચ્ચ વસ્તુ સુધી સમગ્ર વિશ્વનો વિકાસક્રમ** ચાલુ છે. " જો આ નિયમ આપણે સ્મરણમાં રાખીએ તો કદાપિ આપણે નિરાશ થઇશું નહિ

કારણ કે આપણે જાણીએ છીએ કે કોઇ માણસ ગમે તેટલો હલકો કે અધમ જણાય, છતાં તે **મનુષ્યમાં પણ ઈશ્વર થવાની સત્તા રહેલી** છે. સ્વાર્થને ખાતર જીવવા કરતાં પરમાર્થ ખાતર જીવવું એ કેટલું બધું વધારે સુખકારક છે તેવું જ્યાંસુધી તે બરાબર અનુભવી ન શકે ત્યાંસુધી ફરી ફરીને તે મનુષ્યને આ પૃથ્વીપર જન્મ લેવો પડશે.

કેટલીક વાર સાંભળવામાં આવે છે, તેમ જ્યારે કોઇ મનુષ્યે કરેલા ભયંકર અને ઘાતકી કૃત્ય વિષે સાંભળવામાં આવે, ત્યારે આપણે સ્મરણમાં રાખવું ઘટે છે કે તે શરીરોમાં વસનારા આત્માઓ હજુ 'બાળવય' ના છે—ઉન્નતિ પામેલા નથી; તેથી તેમનાપર ક્રોધ કે તિરસ્કાર કરવાને બદલે આપણે તેમના તરફ દયાના વિચારો મોકલીશું, અને તેઓ પોતાના કાર્યની અધમતા ઝટ સમજતા થાય, અને વધારે ઉત્તમ કાર્યો કરનારા થાય એવું આપણે ઇચ્છીશું.

વળી જે લોકો સાથે ક્રૂરતાથી વર્તવામાં આવે છે તેમનાં દુઃખ જોઇ આપણે આપણાં હૃદયને કેવળ શોકમાં ખેંચાવા દઇશું નહિ. આપણે ઘણીવાર સાંભળીએ છીએ કે મનુષ્યો અને પ્રાણીઓને—પોતાની કોઇ પણ દેખીતી ભૂલ સિવાય–ઘાતકી મનુષ્યોના સંબંધમાં આવવાથી દુઃખ ભોગવવું પડે છે. જેમ જેમ **કર્મના** તેમજ મનુષ્ય જાતિના **વિકાસક્રમના** નિયમનું આપણને વિશેષ વિશેષ જ્ઞાન થતું જાય છે, તેમ તેમ આપણને જણાય છે કે "**દુઃખ છુપા આશિર્વાદરૂપ છે**," કારણ કે તે આપણું મન સત્ અને સત્ય વસ્તુ તરફ દોરે છે. અને તે આપણા ચારિત્રમાં સહનશીલતા, ધૈર્ય અને બળ વગેરે સદ્દગુણોનાં બીજ ખીલવે છે. એમ જણાવવાની જરૂર નથી કે આવા જ્ઞાનથી બીજાનાં દુઃખ તરફ આપણે બેદરકાર

થઇશું નહિ, પણ દુઃખ ભોગવનાર તરફ આપણે વધારે માયાળુ થઇશું. કારણ કે તે પોતાનાં દુઃખનું કારણ સમજતો નથી અને તેથી જો કે જ્યાં જ્યાં આપણે દુઃખ જોઇએ, તે તે દુઃખ આપણા સઘળા સામર્થ્યથી આપણે દૂર કરવા પ્રયત્ન કરીશું તોપણ તે દુઃખ ભોગવનાર તરફના શોકથી આપણે ખેંચાઇ જઇશું નહિ. કારણ કે આપણે સારી રીતે સમજીએ છીએ કે "સર્વનું પરિણામ શુભજ છે." અને જે દુઃખ આવે છે તે, જે શિક્ષણ ન શીખવામાં આવ્યું હોય તે શીખવવાને આવે છે. પણ જો તે શિક્ષણ એકવાર બરાબર શીખાય, તો તે શીખનાર વધારે ડાહ્યો અને વધારે સુખી થશે, અને ભવિષ્યમાં હમેશને માટે તે જગતને વધારે ઉપયોગી થશે.

આપણા વિકાસક્રમના નિયમોનું સહેજ પણ જ્ઞાન આપણી જીંદગીને વધારે સુખી અને પ્રકાશિત બનાવે છે; અને ભવિષ્યમાં કરવાની જે મુસાફરી વિષે આપણે કેવળ અજ્ઞાત છીએ તે મુસાફરીના માર્ગ ઉપર પ્રકાશનું કિરણ તે ફેંકે છે.

## પ્રશ્નો.

૧. 'આપણી ઉન્નતિ–વિકાસક્રમ ઝડપથી સાધવો' એ શબ્દોનું રહસ્ય શું છે?

૨. આપણા વિકાસક્રમનું સાધ્યબિન્દુ શું છે?

૩. કર્મ અને પુનર્જન્મના નિયમનું જ્ઞાન આપણો વિકાસક્રમ ઝડપથી સાધવામાં શી રીતે મદદ કરે છે?

૪. વિકાસક્રમના નિયમનું જ્ઞાન 'પાપ અને દુઃખ' સંબંધી આપણા વિચારને કેવી રીતે અસર કરે છે?

૫. કુદરતમાંના વિકાસક્રમના કેટલાક દાખલાઓ આપો.

૬. દિવ્ય ચીણગારી—જીવાત્માના વિકાસક્રમના માર્ગનો ટુંકો ચિતાર આપો.

# પ્રકરણ ૫ મું.

## દેહી અને તેના દેહો.

આ પ્રકરણનું મથાળું 'દેહી અને તેના દેહો' એ તમારામાંના ઘણાખરાને વિચિત્ર ભાસશે, અને તમે પ્રશ્ન પુછવાને પ્રેરાશો કે "શું ત્યારે આપણને એક કરતાં વધારે શરીર છે?" આ પ્રશ્ન સ્વાભાવિક છે, કારણ કે પાશ્ચાત્ય દેશોમાં 'એક કરતાં વધારે શરીર તેઓને છે' તે બાબત તેઓ વિસરી ગયા છે, એટલુંજ નહિ પણ આ સ્થૂળ શરીર, જે ખાય છે, પીએ છે, ચાલે છે, અને ઉંઘે છે, તેજ તેઓ પોતે હોય એમ માને છે. આપણને આવા શબ્દો બોલવાની ટેવ પડી છે કે "હું ભૂખ્યો છું," "મને થાક લાગ્યો છે." જો કે આપણો કહેવાનો ભાવાર્થ એવો હોય છે કે 'મારૂં સ્થૂળ શરીર ભૂખ્યું છે અથવા થાકી ગયું છે.'

થીઓસોફીના અભ્યાસનો આરંભ કરતાં પ્રથમ બાબત આપણે એ શીખીએ છીએ કે આપણે જે શરીરો થોડા સમયને સારૂ ધારણ કરીએ છીએ તેના કરતાં 'તમે' અને 'હું' કાંઇક તદ્દન ભિન્ન વસ્તુઓ છીએ. જે તત્ત્વ વારંવાર પૃથ્વીપર જન્મ લેછે, જે એક જન્મમાં કર્મ કરે છે, અને તે કર્મ ભોગવવાને જે બીજો જન્મ લે છે, જે ધીમે ધીમે પોતાનું ચારિત્ર બાંધે છે, અને જંગલી અવસ્થામાંથી વધે છે, અને ઉન્નતિ પામે છે, અને આખરે સંપૂર્ણતા પ્રાપ્ત કરેલ મનુષ્યની સ્થિતિએ પહોંચે છે, તે જીવતત્ત્વ જે શરીરદ્વારા તે કાર્ય કરે છે તેનાથી કાંઇક તદ્દન ભિન્ન છે, અને તેથી શરીરો સાથે તેનો ગોટાળો કરવો નહિ.

તમે જુદાં જુદાં વસ્ત્રો ધારણ કરો છો, તેનો તમે એક પળવાર વિચાર કરો તો આ વિચારનો ખ્યાલ આવતાં તમને વાર લાગશે નહિ. ઘણાં વસ્ત્રો તમે ધારણ કરી શકો, અને સર્વના ઉપર એક જાડો કોટ કદાચ તમે પહેરી શકો. આ વસ્ત્રોને લીધે તમારા દેખાવમાં ફેર પડશે, પણ તેઓ તમને બદલી શકશે નહિ. શું તેઓ તમને બદલી શકશે ? કદાપિ નહિ.

તમે એક જાતનાં વસ્ત્ર પહેરો કે બીજી જાતનાં વસ્ત્ર પહેરો, તમે થોડાં વસ્ત્ર પહેરો કે ઘણાં વસ્ત્ર પહેરો, પણ તમે પોતે તો તેના તેજ પુરૂષ છો. એમ તમે સારી રીતે સમજી શકો છો અને કદાચ તમને સ્હેજસ્હાજ ઓળખતો કોઇ પુરૂષ તમે પહેરેલાં જુદા પ્રકારનાં વસ્ત્રને લીધે તમને ઓળખી શકે નહિ તો તમને ખરેખર તેથી બહુજ ગમ્મત પડશે !

આપણે એક બીજું દૃષ્ટાંત દીવાનું લઈએ. દીવાનો છેક અંદરનો ભાગ દીવેટ છે, જેને તમે પ્રકાશ મેળવવા સળગાવો છો. તે પ્રકાશ ઉપર તમે ચીમની અને તે ઉપર ગ્લોબ ( ગોળો ) મૂકો છો અને કદાચ તે ગ્લોબ આગળ તમે ગુલાબી રંગના વસ્ત્રનો પડદો નાંખો છો. તમે તે પ્રકાશની આગળ આ સર્વ વસ્તુઓ મૂકી, તે પહેલાં જેવો પ્રકાશ હતો તેવોને તેવોજ તે પ્રકાશ છે; પણ તમે જ્યારે તે પ્રકાશ, તમારી અને પ્રકાશની વચ્ચે આવી રહેલી ચીજો મારફતે જુઓ છો, ત્યારે તે પ્રકાશ તદ્દન ભિન્ન જણાય છે. જેઓની અંતર્ ચક્ષુ ખીલેલી છે, અને જેઓ ભાનસહિત વાસના શરીર અને માનસિક શરીરને બરાબર નિહાળી શકે છે, તેઓના કથન ઉપરથી જણાય છે કે આત્માનો પ્રકાશ નીચલા શરી-

રના ઘેરા અને કાદવ જેવા રંગથી આચ્છાદિત થઇ ( ઢંકાઇ ) જાય છે; પણ જેમ શરીર પવિત્ર થતાં જાય છે, અને શુદ્ધ થાય છે, તેમ તેમ આત્માનો પ્રકાશ તે શરીરોદ્વારા વિશેષ વિશેષ પ્રકટી નીકળે છે.

આ પ્રમાણે જીવાત્મા પોતાને વાપરવાનાં જુદાં જુદાં શરીરોદ્વારા પ્રકાશે છે અને જે પ્રમાણમાં આ શરીરોનાં પરમાણુઓ હલકા અથવા ઉચ્ચ પ્રકારનાં હોય છે, તે પ્રમાણમાં તે ઓછો અથવા વિશેષ પ્રકાશે છે.

જે મહા અગ્નિને આપણે ઇશ્વર કહીએ છીએ તેના આપણે દરેક સ્ફુલિંગ (ચીણગારીઓ) છીએ; અને જે શરીરો અથવા કોષો આપણે વાપરીએ છીએ તેના આપણે સ્વામી છીએ. જ્યારે આપણે વિશેષ જ્ઞાન મેળવીશું, ત્યારે કોઇક દિવસ, આપણા આ જુદા જુદા કોષમાંથી બહાર નીકળવાને આપણે સમર્થ થઇશું અને તે વખતે નિશ્ચયપૂર્વક આપણે સિદ્ધ કરી શકીશું કે આપણે તે આપણાં શરીરો નથી. પણ તમે પ્રશ્ન પુછશો કે " કાર્ય કરવાને આપણને આ જુદાં જુદાં શરીરોની શા સારૂ અને શી જરૂર છે ? આ જુદાં જુદાં વસ્ત્રો જે આપણી અંદર રહેલા આત્માના પ્રકાશને આચ્છાદિત કરે છે તેના સિવાય આપણો જીવાત્મા એકલો શા સારૂ પોતાનું કાર્ય ન કરી શકે ? " તે પ્રશ્નનો સંપૂર્ણ જવાબ તમે કે હું હાલ જાણી શકીએ નહિ, પણ આપણને કામ કરવાના આ જુદાં જુદાં શરીરના શી જરૂર છે, તે કેટલેક અંશે આપણે સમજી શકીએ.

થીઓસોફી આપણને એક બીજો સિદ્ધાંત શિખવે છે તે નીચે પ્રમાણે છે. નક્કર (Solid), પ્રવાહી (liquid), વાયુ (gaseous) અને ઇથરનું બનેલું જે જગત આપણી આસપાસ આવેલું આપણે

જોઈએ છીએ, તે આખું વિશ્વ નથી. આપણી ચક્ષુવડે અથવા સૂક્ષ્મદર્શક યંત્ર કે દુરબીન વડે જે સર્વ આપણે દેખીએ છીએ, તે સર્વને આપણે સ્થૂલ ભુવન કહીએ છીએ; અને વિશ્વમાં બીજાં પણ અનેક ભુવનો છે, જેની પ્રકૃતિ ( matter ) આ સ્થૂળ ભુવનની સૂક્ષ્મમાં સૂક્ષ્મ પ્રકૃતિ કરતાં પણ વિશેષ સૂક્ષ્મ છે, અને તેથી ત્યાં આ સ્થૂળ શરીર રહી શકે નહિ, અને જુદાં ભુવનોમાં કામ કરવાને આપણને જુદાં શરીરોની જરૂર પડે છે.

આ પૃથ્વીપર જુદાં જુદાં પાણી, વાયુ વગેરે ભૂતો (elements) માં મુસાફરી કરવાને જુદાંજ વાહનોની જરૂર પડે છે, તેનો જો તમે વિચાર કરશો તો ઉપર જણાવેલી બાબત સમજવાને સહેલ પડશે. જમીનપર માણસ રેલ્વેટ્રેઈન અથવા કોઈ પ્રકારની ગાડીનો ઉપયોગ કરે છે. જળ ઉપર તે વ્હાણ કે સ્ટીમર વાપરે છે, અને હવામાં બલુનની કે વિમાનની મદદ લે છે. દરેક બાબતમાં જો કે વાહન જુદું હોય છે, તોપણ તે માણસ તો તેનો તેજ રહે છે. તે ગાડીમાં બેસી સમુદ્ર તરી શકે નહિ, તેમજ બલુનમાં તે પૃથ્વીપર ચાલી શકે નહિ; પણ જ્યાં જ્યાં તે મુસાફરી કરવા માગે, ત્યાં ત્યાં તેને અનુસરતું વાહન તેને જોઈએ. તેથી કરીને તમે અને હું જ્યારે આ સ્થૂળ ભુવન ઉપર જાગ્રત હોઇએ ત્યારે ( એટલે કે આપણી આ સ્થૂળ જીવનની જાગ્રત્ સ્થિતિમાં ) આપણે સ્થૂળ શરીર દ્વારાજ કાર્ય કરવું જોઇએ. પણ જ્યારે આપણે ઉંઘી જઇએ છીએ ત્યારે આપણે તે શરીરમાંથી બહાર નીકળી જઇએ છીએ, અને બીજા ભુવન ઉપર બીજા શરીરમાં—વાસના શરીરમાં—આપણે જઈએ છીએ, અને જ્યારે આપણે મરણ પામીએ છીએ, અને હમેશને વાસ્તે આ સ્થૂળ શરીરનો

આપણે ત્યાગ કરીએ છીએ, ત્યારે વિશ્વનાં જુદાં ભુવનોપર આપણે જઇએ છીએ, અને જુદાં શરીરોનો ઉપયોગ કરીએ છીએ.

જ્યાંસુધી આ બાબતનું અનુભવજ્ઞાન આપણને ન થાય, ત્યાંસુધી આપણે એટલું તો સ્મરણમાં રાખવાને પ્રયત્ન કરવો જોઈએ કે "હું તે મારાં શરીરો નથી, અને જો કે શરીરોનો હરેક પ્રકારે ફેરફાર થાય, તોપણ હું જરા બદલાતો નથી, કારણ કે હું તો નિત્ય અને નિર્વિકારી આત્મા છું."

હવે જે ત્રણ નીચલાં શરીરમાંથી એક અથવા બીજું વારંવાર આપણી સઘળી જીંદગીઓમાં આપણે વાપરીએ છીએ, તે ત્રણ શરીરો સ્થૂળ શરીર, વાસના શરીર અને માનસિક શરીર છે. તેનો આપણે સવિસ્તર અભ્યાસ કરીશું; અને એ ત્રણમાંથી પણ જેને વિષે આપણે વિશેષ જાણીએ છીએ, તે સ્થૂલશરીરનો પ્રથમ વિચાર કરીશું. આખો દિવસ આપણે આ શરીરનો જ વારંવાર ઉપયોગ કરીએ છીએ અને તે શરીરની મદદથીજ સ્થૂળ ભૂમિપર આપણી આસપાસ આવેલા જુદા જુદા પદાર્થોને આપણે અડકીએ છીએ, જોઇએ છીએ, અને સાંભળીએ છીએ. અને જો કે આ સ્થૂળ શરીર એક રીતે હલકામાં હલકું (છેક નીચલા ભુવનમાં કાર્ય કરવાનું સાધન) છે, આપણા ખરા સ્વદેશથી—જે આત્મિકભુવન ઉપર જીવાત્મા વસે છે તે ભુવનથી—અતિશય દૂર આવેલું છે, છતાં જે મહાત્માઓ મનુષ્યજાતિને દોરે છે અને મદદ કરે છે, તેમના સેવક થવાને લાયક થવાની આપણી ઇચ્છા હોય તો, આપણે આ શરીરને પ્રથમ સુધારવા પ્રયત્ન કરવો જોઇએ.

બલુન અથવા કોઇ પ્રકારના વિમાન સિવાય આપણે હવામાં

મુસાફરી કરી શકીએ નહિ, અને સ્થૂળભુવનની પ્રકૃતિના બનેલા શરીર સિવાય પૃથ્વી ઉપર આમ તેમ ફરી શકીએ નહિ, એ આપણે વિચારી ગયા. આપણે આમ તેમ ફરી શકીએ નહિ એટલુંજ નહિ પણ આ ભુવનપર કોઈપણ પદાર્થને જોઇ, સાંભળી અથવા અડકી શકીશું નહિ. ખરેખર સ્થૂળ શરીર સિવાય, આ ભુવન આપણે વાસ્તે હયાતી ધરાવી શકશે નહિ. કારણ કે આ જુદી જુદી ઇંદ્રિયો સ્પર્શેન્દ્રિય, શ્રોત્રેન્દ્રિય, રસનેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિય, જેનાં સાધનો અનુક્રમે, તમે જાણો છો કે, ચામડી, આંખો, કાન, જીભ અને નાક છે તે દ્વારાજ જે દુનિયામાં આપણે વસીએ છીએ, તે દુનિયા-સંબંધી આપણે જ્ઞાન મેળવીએ છીએ.

તમે સારી રીતે જાણો છો કે જો મનુષ્ય અંધ જન્મે તો રંગ એ શું છે તે તે સમજતો નથી. જો તે બહેરો જન્મે તો અવાજ શું છે તે તે સમજતો નથી. આ રીતે દરેક ઇન્દ્રિયના સંબ-ન્ધમાં સમજી લેવું. આ ઉપરથી તમે સમજી શકશો કે સ્થૂળ શરીર ખરેખર સાધન છે, જેના દ્વારા જે દુનિયામાં આપણે વસીએ છીએ, તે સંબંધી કાંઈક જ્ઞાન આપણે મેળવી શકીએ છીએ અને જે જ્ઞાન આ દુનિયામાં સામાન્ય જીવનથી અને આપણા મગજના કાર્યથી આપણે મેળવીએ છીએ, તે જીવાત્માને—આપણી અંદર રહેલા આત્માને સોંપવામાં આવે છે અને આ સ્થૂળ સાધન દ્વારા મેળવેલા અનુ-ભવથી આત્મા વૃદ્ધિ પામે છે—વિશેષ સમૃદ્ધિવાળો થાય છે.

જો આપણે કોઈ કાર્ય કરવાને સાધન—ઓજાર ( instru-ment ) વાપરીએ, દાખલા તરીકે લાકડાં કાપવાનો કુહાડો, અથવા કોઇ નાજુક પ્રયોગ કરવાને વાસ્તે શાસ્ત્રવૈદ્યનું નાજુક ચપ્પુ વાપરીએ

તો બહુજ જરૂરનું છે કે તે સાધન બરાબર બનાવેલું, સફાઇદાર અને તીક્ષ્ણ હોવું જોઇએ; કારણ કે જો સાધન બરાબર ન હોય તો કાર્ય સંતોષકારક થઇ શકે નહિ. તેજ પ્રમાણે જે સાધનને આપણે સ્થૂળ શરીરનું નામ આપીએ છીએ, તે જો હલકા પ્રકારનું, સુસ્ત અને રોગી હોય તો તે સારી રીતે બંધાયેલ, તંદુરસ્ત અને આસ-પાસની ધ્રુજરીઓ ગ્રહણ કરવાને લાયક શરીરના જેવું ઉપયોગી સાધન થઇ શકશે નહિ એ તમે બરાબર કલ્પી શકશો. જેવી રીતે હવામાં થતા રહેજસાજ ફેરફારો નોંધવાને તૈયાર કરેલું કોઇ નાજુક યંત્ર, જો તેને ધુળ અથવા કચરો લાગે તો, પોતાનું કામ બરાબર કરી શકે નહી, અને જેવી રીતે બુઠાં ઓજારથી લાકડાના કડકા ઉપર તમે સુંદર ચિત્રો કોતરી શકો નહિ, તેમ જો તમારૂં શરીર હલકા પ્રકારના પરમાણુઓનું બનેલું, જડ અને રોગી હશે, તો તેને મળી આવતા સૂક્ષ્મ આંદોલનો ગ્રહણ કરવાને અથવા તે આત્માને પહોંચાડવાને તે શરીર સમર્થ થશે નહિ.

આ ઉપરથી સ્પષ્ટ થશે કે જે જીવાત્મા સ્થૂળ શરીર દ્વારા કાર્ય કરે છે, તેની સેવાને અનુકૂળ જો સ્થૂળ શરીર આપણે કરવા ઇચ્છતા હોઇએ તો, તેને વધારે સફાઇદાર અને મજ-બૂત બનાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. પણ તમે કદાચ પ્રશ્ન કરશો કે " અમુક સ્થૂળ શરીર સાથે આપણે જન્મેલા છીએ, તો આપણે તેને કેવી રીતે બદલી શકીએ ? " આપણે અમુક પ્રકારના સ્થૂળ શરીર સાથે જન્મીએ છીએ તે ચોક્કસ છે. પણ જે શરીર આપણામાંના કોઇને પણ અત્યારે છે તે, જે શરીરની સાથે આપણે જન્મ લીધો છે, તેનું તે નથી. કારણ કે સાયન્સ ( વિજ્ઞાનશાસ્ત્ર )

આપણને શિખવે છે કે આપણું શરીર અસંખ્ય નાના રજકણોનું બનેલું છે, અને તે રજકણો વારેઘડીએ બદલાય છે. દરેક પળે આપણા શરીરમાંથી આસપાસ આવેલા જગતમાં આપણે કાંઇક બહાર કાઢીએ છીએ અને બહારની બાજુએથી કાંઇક આપણાં શરીરમાં ગ્રહણ કરીએ છીએ; અને જે સ્થૂળશરીર તમારે અથવા મારે છે. તેનામાં, જે પ્રકૃતિનું તે સાત વર્ષ પર બનેલું હતું તે પ્રકૃતિનો એક પણ રજકણ હાલ નથી. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી, આગળ ઉપર આપણને ઉપયોગી થઇ પડે તેવું સાધન જેથી બંધાય તેવી સ્થૂળ પ્રકૃતિ આપણા સ્થૂળશરીરમાં ગ્રહણ કરવાને આપણે શા સારૂ પ્રયત્ન કરવો જોઇએ નહિ? અને તમે જે જુવાન છો, તે જો તમારી યુવાવસ્થામાંજ તમારા સ્થૂળશરીરને પવિત્ર બનાવવા અને કેળવવાનો આરંભ કરો, તો તમને જે લોકો મોટી વયે આ કાર્યનો આરંભ કરે છે તેના કરતાં વિશેષ લાભ છે, કારણ કે જ્યારે શરીર જુવાન હોય છે ત્યારે તમે જે માર્ગે તેને દોરવા માગો તે રસ્તે સહેલાઇથી દોરી શકશો, અને તમારી આજ્ઞા પ્રમાણે વર્તનારૂં તમે તેને બનાવશો તો જે ટેવો પ્રમાણે ચાલવાને તમે તેને કેળવ્યું હશે, તે ટેવો પ્રમાણે સ્વયમેવ ચાલશે.

તો પછી તમારૂં શરીર ખરેખર ઉપયોગી સાધન નીવડે, તે સારૂ તમારે કેવી રીતે તે કેળવવું જોઇએ? તેને સારૂ ખાસ બે ગુણ જરૂરના છે. તે તંદુરસ્ત હોવું જોઇએ અને તે સફાઇદાર—સૂક્ષ્મ ધ્રુજારીઓ ગ્રહણ કરવાને લાયક હોવું જોઇએ.

તમારા શરીરને તંદુરસ્ત બનાવવાનો માર્ગ તો તમે ઘણું ખરૂં જાણો છો; કારણ કે આપણને શીખવવામાં આવેલું છે કે જો આપણે

આપણું શરીર બરાબર સ્વચ્છ ન રાખીએ તો ચામડીનાં છિદ્રો મળથી પુરાઇ જાય છે, અને તેથી પોતાનું કામ તે કરી શકતાં નથી; અને જો શરીરને પુષ્કળ ખુલ્લી હવામાં ન રાખીએ, અને બરાબર કસરત ન કરીએ તો લોહી અસ્વચ્છ થાય છે અને તેથી તે લોહીવડે થવાનાં કાર્યો બરાબર થતાં નથી.

આ ઉપરથી જણાશે કે આપણા શરીરને બહુજ બારીક રીતે સ્વચ્છ રાખવાની સાદી ક્રિયાથી પણ, આગળ ઉપર ઉપયોગી થઇ પડે તેવું સાધન કેળવવાના કાર્યનો આરંભ કરીએ છીએ. અને તેથીજ કેટલાક ધર્મોમાં અને ખાસ કરીને પૂર્વ તરફના દેશોના ધર્મોમાં ન્હાવા ધોવાની ક્રિયાને ધર્મની ક્રિયાનો એક ભાગ માનવામાં આવે છે; કારણકે, બાહ્યશરીર શુદ્ધ રાખવું તે આત્માની પવિત્રતા વાસ્તેની અંદરની ઇચ્છા સુચવે છે.

તંદુરસ્તી મેળવવા ઉપરાંત, આપણી આસપાસ આવેલી સૂક્ષ્મ ધ્રુજરીઓ ગ્રહણ કરવાને લાયક આપણું શરીર હોવું જોઇએ. ગામડામાં મહેનત કરનાર મજુર શરીરે બલિષ્ઠ અને તંદુરસ્ત હોઇ શકે, પણ સૂર્યાસ્ત સમયના આકાશના વિવિધ રંગો, અથવા વસંતઋતુમાં નવી ફુટી નીકળતી કળીઓના જાદુઇ અસર, અથવા પક્ષીઓના મધુર આલાપ–સર્વની ધ્રુજરીઓ તે ઘણું ખરૂં ગ્રહણ કરી શકશે નહિ. આવા પ્રકારના પદાર્થોની ધ્રુજરીઓ આપણે ગ્રહણ કરી શકીએ તે સારૂ આપણા શરીરમાં અને ખાસ કરીને આપણા મગજમાં સ્થૂળ પ્રકૃતિ બહુજ ઉચ્ચ પ્રકારની હોવી જોઇએ. સ્થૂળ ભુવનની સૂક્ષ્મમાં સૂક્ષ્મ ( ઉચ્ચમાં ઉચ્ચ ) પ્રકૃતિ આપણા શરીરમાં આપણે કેવી રીતે આકર્ષી શકીએ ? તમે જાણો છો કે જે આપણે ખાઇએ અને પીએ

છીએ તે વડે આપણું શરીર બંધાય છે. તેથી જો તે શરીર સૂક્ષ્મ પ્રકૃતિનું બંધાયેલું આપણે જોઇતું હોય, તો આપણે ઉત્તમ પ્રકારનો ખોરાક લેવો જોઇએ.

જે શરીર જથ્થાબંધ માંસના ખોરાકથી અને દારૂના ઝેરથી પોષાયેલું હોય છે, તે શરીર ખાસ કરીને નાજુક અને સૂક્ષ્મપ્રકૃતિનું બની શકે નહિં; ( કેટલાક પદાર્થોને ઉકાળીને કહોવરાવવામાં આવે છે, અને તેમાંથી દારૂ બનાવાય છે, માટે તે ઝેર સમાન છે. ) અને તે કારણથી ઘણા ધર્મોમાં શીખવવામાં આવ્યું છે કે જેઓ આત્માની ઉન્નતિ કરવા પ્રયાસ કરતા હોય, તેઓએ પોતાનું શરીર કોહેલી અને અપવિત્ર પદાર્થોની બનેલી વસ્તુઓથી પોષવું નહિ, પણ વનસ્પતિ અને પૃથ્વીના શુદ્ધ ફળથી પોષવું જોઇએ. આ રીતે જેઓ અન્નાહારી તરીકે ઉછરેલા છે, તેમને બહુજ મહાન લાભ છે. કારણ કે સાત્વિક ખોરાકવડે તમારા શરીરનું પોષણ કરવાથી, તમે એવું સાધન બાંધો છો કે જે સહેલાઇથી સૂક્ષ્મ પ્રકારની ધ્રુજરીઓ ગ્રહણ કરી શકશે. કેવળ સ્થૂળભુવનની ધ્રુજરીઓ ગ્રહણ કરશે, એટલુંજ નહિ પણ જીવાત્માએ સ્થૂળ મગજમાં મોકલેલા સંદેશા પણ તે ગ્રહણ કરી શકશે.

આ ઉપરથી આપણને જણાય છે કે આ છેક નીચલા ભુવન ઉપર પણ આપણી ઉન્નતિ ઝડપથી થાય, અને આપણે ઉચ્ચ બનીએ તે સારૂ આપણે ઘણું કરી શકીએ તેમ છે. અને જો કે સ્થૂળ શરીરને ગમે તેવું શુદ્ધ બનાવવામાં આવે, અને કેળવવામાં આવે છતાં તે શરીરની શુદ્ધતા કે ખીલવણી એકલીજ આપણને આધ્યાત્મિક બનાવી શકશે નહિ, તોપણ જ્યાંસુધી આપણે શરીરને શુદ્ધ બનાવવાને

પ્રયત્ન કરીએ નહિ, અને શરીર આપણને દોરવે અને સંયમમાં રાખે, તેને બદલે આપણે જો શરીરને વશ રાખી અને દોરવી શકીએ નહિ ત્યાંસુધી ઉચ્ચ ભુવનમાં કાર્ય કરવાની આપણી શક્તિઓ આપણે જાગ્રત કરી શકીશું નહિ; તેમજ વધારે અગત્યનું તો એ છે કે આ ભુવન ઉપર જે કાર્યોને વાસ્તે આપણે આવ્યા છીએ, તે આપણે બરાબર કરી શકીશું નહિ.

## પ્રશ્નો.

૧. "હું ભૂખ્યો છું" અથવા "હું થાકી ગયો છું" એમ કહેવામાં શી ભૂલ છે?

૨. જીવાત્માને કાર્ય કરવાને જુદાં જુદાં શરીરોની શી જરૂર છે?

૩. સ્થૂળ શરીરનો શો ઉપયોગ છે? અને તે ક્યાં કાર્ય કરે છે?

૪. તે તન્દુરસ્તીમાં શી રીત રાખી શકાય?

૫. તેને તંદુરસ્ત રાખવાની શી જરૂર છે?

૬. આપણા સ્થૂળ શરીરના બંધારણની પ્રકૃતિમાં ફેરફાર કરવાની શું આપણામાં સત્તા છે?

૭. શુદ્ધ અને સાત્વિક ખોરાક વડે આપણું શરીર બાંધવાથી શું કાર્ય સાધી શકાય?

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## પ્રાણમય કોષ—અથવા છાયાશરીર.

અત્યાર સુધી સ્થૂળ શરીરના સંબંધમાં તે એક આખું હોય તેમ આપણે તેનો વિચાર કર્યો છે. પણ તે બે જુદા જુદા ભાગનું બનેલું છે, તે લક્ષમાં રાખી આપણે હવે તેનો વિચાર કરીશું. જે ભાગને આપણે જોઇ શકીએ છીએ, અને જેને હવે આપણે ઘટશરીર કહીશું તે એક ભાગ; અને જે ભાગને આપણે સામાન્ય રીતે જોઇ શકતા નથી, અને જે ભાગને થીઓસોફીમાં ઇથેરીક ડબલ—'છાયા-શરીરનું' નામ આપવામાં આવ્યું છે, તે બીજો ભાગ.

આપણે જાણીએ છીએ કે આ ઘટશરીર ઘન, પ્રવાહી અને વાયુરૂપ પદાર્થોનું બનેલું છે. તમારા શરીરમાં રહેલા ઘણા નક્કર-ઘન પદાર્થો—જેવા કે ચામડી, હાડકાં, સ્નાયુઓ વગેરે તમે જોઇ શકો છો, તેમ અડકી પણ શકો છો. મુખ્ય પ્રવાહી પદાર્થને પણ તમે જાણો છો, કારણ કે જો તમારી આંગળીમાં તમે સોય ભોંકો તો રાતો પ્રવાહ જેને આપણે લોહી કહીએ છીએ, તે બહાર નીકળશે. વાયુઓ એટલી બધી સહેલાઇથી જાણી શકાતા નથી. પણ તમે સારી રીતે જાણો છો કે આપણા શરીરમાં જો હવા ન હોય તો આપણે જીવી શકીએ નહિ; અને હવા ઓકસીજન, નાઇટ્રોજન વગેરે વાયુની બનેલી છે. તમારા શરીરનો આ વાયુ ભાગ પણ કેટલીકવાર જોઈ શકાય છે. ઠંડીના દિવસોમાં જો તમે જોયું હશે, તો તમારા મુખમાંથી નીકળતો શ્વાસ તમે જોઇ શક્યા હશો. માટે આ ઘટશરીર નક્કર, પ્રવાહી અને વાયુરૂપ જુદી જુદી જાતના સ્થૂળ પરમાણુઓનું બનેલું

છે, તે બાબતમાં જરા પણ શંકાનું સ્થાન નથી.

થોડાજ વખતપર શોધ થઇ હતી કે હવા કરતાં પણ વધારે સૂક્ષ્મ સ્થિતિમાં આ સ્થૂળભુવનની પ્રકૃતિ માલૂમ પડે છે. ઘણાં વર્ષ સુધી વિજ્ઞાનશાસ્ત્રીઓ એમ માનતા હતા કે આ દુનિયામાં સૌથી નાનામાં નાનો રજકણ તે હવાનો પરમાણુ ( પરમ અણુ છેક નાનામાં નાનો ભાગ—જેના વિભાગ ન થઈ શકે તે ) છે. પણ એક વિજ્ઞાનશાસ્ત્રીએ સૂક્ષ્મમાં સૂક્ષ્મ હવાના પરમાણુઓ કરતાં પણ વધારે સૂક્ષ્મ પ્રકારની પ્રકૃતિ શોધી કાઢી; અને હાઇડ્રોજન ઓકસીજન અથવા બીજા વાયુનો પરમાણુ કહેવો એ મોટી ભૂલ છે એમ તેણે સિદ્ધ કર્યું. કારણ કે આ સઘળા કહેવાતા પરમાણુઓના વિભાગ થઇ શકે અને ખરો પરમાણુ નિર્વિભાજ્ય છે, એટલે ખરા પરમાણુના ભાગ પાડી શકાતા નથી. આવા હવાના પરમાણુમાંના એક પરમાણુને જ્યારે ભાગવામાં આવ્યો, ત્યારે હવાના કરતાં પણ વધારે સૂક્ષ્મ પ્રકૃતિનો બનેલો તે પરમાણુ જણાયો. તે પ્રકૃતિને ' ઇથર ' નું નામ આપવામાં આવ્યું. આ ' ઇથર ' પણ ચાર પ્રકારની જુદી જુદી સ્થિતિઓમાં વ્હેંચાયેલો છે, એમ કેટલાક થીઓસોફીમાં નિપુણ પુરૂષોને બારીક તપાસ કરતાં જણાયું. આપણા સ્થૂળ શરીરનો અદૃશ્ય ભાગ જેને આપણે છાયા શરીર ( પ્રાણમયકોષ ) કહીએ છીએ, તે આ ' ઇથર ' નો બનેલો છે.

સૂક્ષ્મમાં સૂક્ષ્મ હવા કરતાં પણ વધારે સૂક્ષ્મ પ્રકૃતિનું બનેલું આ ઇથરનું છાયાશરીર કેવું નાજુક અને સુંદર હોવું જોઇએ, તેનો તમે તમારી મેળેજ વિચાર કરી શકો. અને સામાન્ય ચક્ષુથી તે છાયાશરીર કેમ જોઈ શકાતું નથી, તેનું કારણ પણ હવે તમે સહેલાઇથી સમજી શકશો. જો કે આપણે તે છાયાશરીરને હાલ જોઇ

શકતા નથી, છતાં યાદ રાખવું જોઇએ કે તે સ્થૂળપ્રકૃતિનું છે, અને સ્થૂળશરીરનો એક વિભાગ છે. અને જ્યારે આપણી ચક્ષુની દષ્ટિ વધારે ખીલશે ત્યારે જેવી રીતે હાલ આપણે ઘટશરીરને જોઈ શકીએ છીએ, તેવી રીતે છાયાશરીરને જોઇ શકીશું. આજે પણ કેટલાક પુરૂષો તે જોઇ શકે છે, તેનું કારણ એ છે કે તેમના શરીરમાં ઇથરનો વિભાગ વધારે છે. તેઓ જણાવે છે કે છાયાશરીરનો રંગ ઉદા ભુરા રંગનો ( (violet grey ) છે. અને તેના માલીકનું ઘટ શરીર બંધારણમાં જેવું નાજુક કે ખરબચડું હોય છે તેવું છાયાશરીર પણ નાજુક કે ખરબચડું હોય છે.

આ શરીરને છાયાશરીર કેમ કહો છો એવો તમે કદાચ પ્રશ્ન પુછશો. તેનો ઉત્તર એ છે કે તે ઘટશરીરની પ્રતિકૃતિ અથવા છાયારૂપ છે. ઘટ શરીરની સાથે જોડાયેલું આ છાયાશરીર મરણ પછી તરતજ, અથવા કોઇક વિરલ પ્રસંગે, જુદું પડે છે. અને મરનારના મિત્રો તેને કેટલીકવાર વાદળા જેવી આકૃતિવાળું જુએ છે. તેને સામાન્ય રીતે ભૂત કહેવામાં આવે છે, અને તે તેઓના મિત્રના આકારને ઘણીવાર મળતું આવે છે. આપણા શરીરની વધારે ઘટ સ્થૂળ પ્રકૃતિની સાથે આ ઇથરની પ્રકૃતિ ઓતપ્રોત વ્યાપી ( interwoven ) રહેલી છે, અને તે પ્રકૃતિની આસપાસ આવી રહેલી છે. વિજ્ઞાનશાસ્ત્ર આપણને શીખવે છે કે ઘટશરીરનાં કોઈ પણ બે રજકણો—અણુઓ એક બીજાને અટકીને રહેલાં નથી. પણ આવો દરેક અણુ ઈથરમાં તરે છે, બીજા શબ્દોમાં કહીએ તો ઈથરનું પડ તેને લાગ્યું હોય એમ છે. ઘટ શરીરના દરેક પરમાણુને ઈથરની બનેલી છાયા હોય છે. અને આ રીતે જોતાં, આખું છાયાશરીર આખા ઘટ શરીરના જેવુંજ હોય છે.

જેમ ઘટ શરીરને શુદ્ધ બનાવાવામાં આવે છે, અને જેમ જેમ ઘટશરીર સૂક્ષ્મ પ્રકારના ઘન, પ્રવાહી અને વાયુના પરમાણુઓનું બંધાય છે, તેમ તેમ છાયાશરીર ધીમે ધીમે વધારે શુદ્ધ થતુ જાયછે, અને આસપાસ આવેલા ઈથરના સમૂહમાંથી વધારે શુદ્ધ પ્રકારના પરમાણુઓ પોતાના તરફ આકર્ષે છે. કોઇ પણ થીઓસોફીનું અથવા વિજ્ઞાનશાસ્ત્રનું કોઈ પ્રકારનું પુસ્તક વાંચતાં જે પ્રશ્ન વારંવાર આપણુને મળી આવે છે, તે પ્રશ્નનો કાંઇક ખુલાસો મેળવવાને અત્રે આપણે પ્રયત્ન કરીશું. તે પ્રશ્ન આંદોલન–( vibration–વાઇબ્રેશન ) ધ્રુજરીઓને લગતો છે. ધ્રુજરી એ શબ્દનો અર્થ હાલવું અથવા કમ્પવું એવો થાય છે.

આ વિશ્વમાં દરેક આકૃતિ ( form ) ના પરમાણુઓ હમેશ નિયમસર રીતે હાલ્યાજ કરે છે. અને તે હાલવાની ક્રિયાને ધ્રુજરી અથવા આન્દોલન કહે છે, કારણ કે વિજ્ઞાનશાસ્ત્રદ્વારા આપણે જાણીએ છીએ કે પ્રકૃતિમાં એક સરખી રીતે નિરંતર આમ તેમ ગતિ થયાંજ કરે છે.

આન્દોલન વિષે આપણને બરાબર ખ્યાલ આવે તેને વાસ્તે સૌથી સરલમાં સરલ માર્ગ એ છે કે આપણે પીઆનો નામના વાજીંત્રની અંદર આવેલા તારનો વિચાર કરવો. તમે તાર જોઈ શકો તે સારૂ પીઆનાનો ઉપરનો ભાગ ઉઘાડો કરો. અને પછી એક કળ દબાવો. તે કળની સાથે એક બહુજ નાની હથોડી જોડેલી હોય છે, તે તાર સાથે અથડાય છે, અને તેથી તે તાર ધ્રુજવા માંડે છે, અને અવાજ પેદા થાય છે.

તે અવાજ કેવા પ્રકારનો થશે તેનો આધાર તે તારની ધ્રુજ-

રીની ઝડપપર રહેલો છે. જો તેની ધ્રુજરીઓ સામાન્ય રીતે ધીમી હોય તો અવાજ પણ મંદ થશે, પણ જો તે ઉતાવળી હોય તો અવાજ પણ ઉંચો થશે. આ ઉપરથી આપણને જણાય છે કે ધ્રુજરીની ધીમી અથવા ઉતાવળી ગતિઉપર અવાજની મંદતા અથવા ઉંચતાનો આધાર રહેલો છે.

જીવાત્મા જે કોષો અને દેહોનો ઉપયોગ કરે છે, તે દેહો અને કોષોને ઉપર જણાવેલા સિદ્ધાન્તો લાગુ પાડીએ. તે દેહો તેને વગાડવાનાં વાજીંત્ર જેવા છે. દરેક દેહનો પોતાનો ખાસ સુર હોય છે, એટલે તે દેહની ધ્રુજરીઓનું પ્રમાણ ( rate of vibration ) હોય છે. તે શરીરમાં કેવા પ્રકારની પ્રકૃતિ આકર્ષાશે તેનો આધાર આ ધ્રુજરીના પ્રમાણુપર રહેલો છે. જો તે દેહની ધ્રુજરીઓ મંદ હોય તો તે દેહ સુસ્ત અથવા આળસુ હોવો જોઇએ; અને તે ધ્રુજરીઓની મંદતાને લીધે તે તરફ ખેંચાતા પરમાણુઓ પણ તે દેહની અંદર રહેલા પરમાણુઓના જેવાજ હોય છે. હવે આપણે ઉન્નતિ પામેલા મનુષ્યના શરીરનો વિચાર કરીએ. આવા શરીરદ્વારા તેમાં રહેલો આત્મા પોતાની શક્તિઓ વધારે ને વધારે પ્રકટ કરવાને પ્રયત્ન કર્યાં કરે છે. અને તેનું પરિણામ એ આવે છે કે તે શરીરમાંની ધ્રુજરીઓ વધારે ઉતાવળી બને છે, અને તેથી કરીને તે શરીરની પ્રકૃતિ બદલાઇ જાય છે. જડ અને ધીમી ગતિવાળા પરમાણુઓને બદલે વધારે ચંચળ અને ચતન્યથી સ્ફુરતા પરમાણુઓનું તેનું શરીર બને છે; અને તે બહારથી આવતી દરેક પ્રકારની અસર ગ્રહણ કરવાને શક્તિમાન થાય છે. એકજ પ્રકારની ધ્રુજરીઓનો વિચાર કરતાં ઘણી બાબતો સ્પષ્ટ થાય છે. દાખલા તરીકે પ્રથમ જ મળેલા

કેટલાએક મનુષ્યો તરફ આપણે પ્રેમથી દોરવાઇએ છીએ, અને બીજા તરફ તેવી લાગણી આપણામાં સ્ફુરતી નથી. અને એ ઉપરથી આપણે સમજીએ છીએ કે આપણા દરેક શરીરમાં જેવા પ્રકારની ધ્રુજરીઓ થાય છે, તે પ્રમાણે જુદા જુદા પ્રકારના પરમાણુઓ તે શરીર તરફ આકર્ષાય છે અને શરીરમાં મળી જાય છે.

આપણા શરીરની ધ્રુજરીઓની ગતિ વધારવી એ આપણું કર્તવ્ય છે. આ કામ કેવી રીતે પાર પાડવું તેનો એક માર્ગ આપણે ગયા પ્રકરણમાં વિચારી ગયા છીએ, અને તેને વાસ્તે બીજાં વધારે ઉપયોગી સાધનો છે, એ આપણે હવે વિચારીશું.

આ છાયાશરીરનો ખાસ ઉપયોગ શો છે, અને તેની અંદર રહેલા આત્માને તે કેવી રીતે મદદગાર થાય છે ? છાયાશરીર એ માણસનાં સૂક્ષ્મશરીર અને ઘટશરીરની વચ્ચે અંકોડા સમાન છે. જે મહાન્ દેવો ઉન્નતિ ક્રમ ચલાવે છે, તેમાંના એક દેવે બતાવેલા નમુના પ્રમાણે તે શરીર દરેક જન્મને વાસ્તે તદ્દન નવું બનાવવામાં આવે છે, અને ઉચ્ચ ભુવનોમાં વિશ્રાંતિ લેઈ ફરીથી પૃથ્વીપર જન્મ લેવાને આવતા જીવાત્માને સારૂ તે તૈયાર હોય છે. આ પૃથ્વીપરની આપણી જીંદગીમાં સૂર્યમાંથી વહેતી જીવનશક્તિ ( પ્રાણ ) ની પ્રનાલિકા તરીકે આ છાયાશરીર ખાસ કરીને કામ લાગે છે. આ જીવનશક્તિ જ્યારે છાયાશરીરમાં ખેંચાય છે, ત્યારે તેને થીઓસોફીમાં પ્રાણ કહે છે, અને તે પ્રાણને લીધે માણસના, પ્રાણી વર્ગના, વનસ્પતિના અને ખનિજ પદાર્થોના છાયાશરીરને અને તે દ્વારા ઘટશરીરને પણ સ્ફુર્તિ મળે છે, ઘણાજ ઘટ ખનિજ પદાર્થોમાં પણ કોઈ પ્રકારનું જીવન છે, એ વાત વિજ્ઞાનશાસ્ત્ર શોધી કાઢવા લાગ્યું છે.

અને આ પ્રાણ ઈશ્વરના સ્થૂળ શરીરરૂપ સૂર્યમાંથી વ્હેતી દૈવી જીવનશક્તિ છે. જે લોકોની અંતરદૃષ્ટિ ખીલેલી છે, તે લોકો આ પ્રાણને સર્વના છાયાશરીરમાં થઇને વ્હેતા ગુલાબી રંગના પ્રવાહ તરીકે જોઇ શકે છે. જો આપણું છાયાશરીર આપણા ઘટ શરીરથી તદ્દન જુદું પડી જાય તો ઘટ શરીર તદ્દન નિર્જીવ થઇ જાય તે કારણથી કેવળ મરણ સમયેજ તે તેના ઘટ સાથીથી તદ્દન જુદું પડે છે.

જ્યારે આપણે રાત્રીએ ઉંઘતા હોઇએ છીએ, ત્યારે ઘણું ખરૂં આપણે સ્થૂળશરીરમાંથી બહાર નીસરીએ છીએ; અને તેને પથારીપર ઉંઘતું રહેવા દેઇએ છીએ અને તે વખતે આપણા છાયાશરીરના મગજમાં આપણા આખા દિવસના વિચારો અને વિચારોની આકૃતિઓ ફરી ફરીને આવ્યાજ કરે છે, અને તેથી આપણને ગુંચવણ ભરેલાં સ્વપ્ન આવે છે. જ્યારે આપણે બીજે દિવસે સવારમાં જાગ્રત્ થઇએ છીએ ત્યારે ગઇ રાત્રીએ મળેલા અનુભવમાંથી ફક્ત તે સ્વપ્નજ ઘણું ખરૂં યાદ રહે છે. પણ આ ખરાં સ્વપ્ન નથી. ખરા સ્વપ્નવિષે બીજા કોઈ પ્રકરણમાં આપણે વિચાર કરીશું.

જે સ્થૂળશરીરમાં આપણે નિરંતર કામ કરીએ છીએ તેનો સૂક્ષ્મભાગ ( છાયાશરીર ) આવો છે. જુદી જુદી ભૂમિકાઓ ઉપર કાર્ય કરવાને માટે આપણે જે જે જુદાં જુદાં શરીરો વાપરીએ છીએ, તેમાં સ્થૂળશરીર એ સૌથી નીચલી ભૂમિકાપર કાર્ય કરવાનું સાધન છે, તે ઉપરથીજ તેને તમારે નિરૂપયોગી ગણવું નહિ. આ સ્થૂળ ભુવનપર કાર્ય કરવાને માટે આપણને તે એકનું એક સાધન છે, તેથી આપણા ખરા સ્વરૂપની ( આત્માની ) જેટલી શક્તિઓ આ

શરીર દ્વારા બહાર આવી શકે તેટલીજ જાગ્રત્ અવસ્થામાં આપણે પ્રકટ કરી શકીએ છીએ. શરીરોદ્વારા આત્માની શક્તિ જેટલી પ્રકટ થઇ શકે તે કરતાં વિશેષ શક્તિ વાળો આત્મા છે, પણ જે શક્તિઓ આપણાં શરીર મારફતે બહાર આવી શકે નહિ એટલેકે જે શક્તિઓ પ્રમાણે આપણા શરીરોમાં ખુજરીઓ પેદા થઇ શકે નહિ, તે શક્તિઓ આ પૃથ્વીપર પ્રકટ થઇ શકતી નથી. માટે આપણી—આત્માની જેટલી શક્તિઓ ખીલેલી હોય તે બધી આ સ્થૂળ ભૂમિકા ઉપર પ્રકટ કરવાની જો આપણી ઇચ્છા હોય તો સ્થૂળ શરીરને પ્રથમ શુદ્ધ કરવું જોઇએ. તે જેમ જેમ શુદ્ધ થતું જાય તેમ તેમ તેની સાથે સંબંધ રાખતું છાયાશરીર પણ શુદ્ધ થતું જશે, અને તેથી કરીને ઉચ્ચ ભાવનાઓ અને વિચારોના પ્રવાહો આ છાયાશરીરદ્વારા આપણા સ્થૂળ મગજમાં વહેવા લાગશે.

### પ્રશ્નો.

૧. સ્થૂળ શરીરના કેટલા ભાગ છે? તેમનાં નામ આપો, અને તે નામની સાર્થકતા બતાવો.

૨. ઇથિર પ્રકૃતિ એટલે શું.

૩. ' વાયુનો પરમાણુ, એમ કહેવામાં શી ભૂલ છે?

૪. આપણા શરીરની ખુજરીઓનું અમુક પ્રમાણ હોય છે, એમ કહેવાનો શો હેતુ છે?

૫. સ્થૂળ શરીરની ખુજરીઓનું પ્રમાણ આપણે શી રીતે બદલી શકીએ?

૬. છાયાશરીરનો ખાસ ઉપયોગ શો?

# પ્રકરણ ૭ મું.

## વાસના શરીર ( સૂક્ષ્મ શરીર )

તમે જાણો છો કે આપણે એક શરીરદ્વારા ક્રિયા કરીએ છીએ, બીજા શરીર દ્વારા આપણને લાગણીઓ થાય છે, અને ત્રીજાનીદ્વારા આપણે વિચાર કરીએ છીએ. અને જે શરીરદ્વારા આપણે લાગણીઓ, વાસનાઓ અને ઇચ્છાઓ દર્શાવીએ છીએ, તે શરીરવિષે આ પ્રકરણમાં આપણે વિચાર કરવાનો છે. તે શરીરને થીઓસોફીના ગ્રન્થોમાં એસ્ટ્રલ બોડી (Astral body)—વાસના શરીર કહે છે.

પૂર્વે વિચારી ગયેલા દીપકનો અને તેની આસપાસ આવેલા પડદાનો દૃષ્ટાન્ત લઇએ. જો આત્માને દીવાની જ્યોતિની ઉપમા આપીએ તો દીવેટને આત્મિક શરીર ( આનંદમય કોષ) ગણીશું, અને ચીમનીને માનસિક શરીર જે આત્મિક શરીર કરતાં સ્હેજ સ્થૂ હોય છે તેની ઉપમા આપીશું.

ચીમનીની આસપાસ આવેલો ગ્લોબ, જેને લીધે દીવાનો પ્રકાશ વધારે રોકાય છે તેને આપણે વાસના શરીર કહીશું. અને તે ગ્લોબ ઉપર નાંખેલા પડદાને સ્થૂળ શરીર તરીકે લેખીશું.

આપણા અભ્યાસમાં પાશ્ચાત્ય દેશોને માટે અફસોસની વાત એ છે કે ખ્રીસ્તી ધર્મમાંથી પુનર્જન્મનો સિદ્ધાંત કેટલાક વખતથી મનાતો બંધ થયો છે. માણસ આ પૃથ્વીપર એકજ વાર જન્મે છે, અને મરણ પછી આપણે જેને વિષે ન જાણી શકીએ તેવી સ્થિતિમાં જાય છે, એવા વિચારથી મરણ માણસ જાતને ભયંકર અને શોકજનક લાગે છે. પણ થીઓસોફી—બ્રહ્મવિદ્યા—વિષે કાંઇક જાણવાને પ્રયત્ન કરનારા આપણે એવો વિચાર નહિ રાખવો જોઇએ કે મરણ

એ ધારસ્તી રાખવા જેવો બનાવ છે; કારણ કે આપણે એટલું તો શીખી ગયા છીએ કે **આપણે** તે આપણાં **શરીર** નથી; અને તે સાથે આપણે જાણવા લાગ્યા છીએ કે આપણે સ્થૂળ શરીરની મારફતે આ સ્થૂળ ભુવનપર કામ કરતા હોઇએ અથવા તો વિશ્વના બીજા કોઇ ભુવનપર તે ભુવનને લાયક શરીરદ્વારા કાર્ય કરતા હોઇએ તેમાં કાંઈ મોટો તફાવત નથી. સ્થુળ શરીરના અભાવથી જે કાંઇ તફાવત થાય, તે આપણને તો લાભકારી છે. કારણ કે આપણને જેમ જેમ થોડાં શરીરો મારફતે કામ કરવાનું હોય, તેમ તેમ આપણે વધારે સ્હેલાઇથી અને ઉપયોગી રીતે કામ કરી શકીશું. કેટલાક પ્રકારની પ્રકૃતિ આપણે જોઇ શકીએ છીએ, અને કેટલાક પ્રકારની આપણે જોઇ શકતા નથી. વળી મેં આગળ કહ્યું હતું તે કદાચ તમને યાદ હશે કે ઘન, પ્રવાહી અને વાયુરૂપ સ્થૂળ પ્રકૃતિના દરેક પરમાણુની આસપાસ ઈથરનું એક પડ આવેલું હોય છે. અને તે પડમાં ઘટ પ્રકૃતિનો પરમાણુ તરે છે. તેમજ સ્થૂળ પ્રકૃતિની તદ્દન જુદીજ જાતની સૂક્ષ્મ પ્રકૃતિ ઇથરના દરેક પરમાણુમાં ઓતપ્રોત રહેલી છે, અને આસપાસ પણ આવી રહેલી છે. આ સૂક્ષ્મ પ્રકૃતિને એસ્ટ્રલ—કહે છે.

તમારા મન આગળ એક એવું ચિત્ર ખડું કરવાને પ્રયત્ન કરો કે ફક્ત આ સ્થૂળ ભુવનની આસપાસ જ નહિ પણ તેની અંદર તેમજ આપણી આસપાસ અને આપણી અંદર એક બીજી દુનિયા અથવા અથવા ભુવન આવેલું છે. વિજ્ઞાનશાસ્ત્ર જે ઈથર વિષે હાલમાં જણાવે છે તે ઈથરની સૂક્ષ્મમાં સૂક્ષ્મ પ્રકૃતિ કરતાં પણ આ ભુવનની પ્રકૃતિ વધારે **સૂક્ષ્મ** છે, અને આપણે કલ્પી શકીએ તેના

કરતાં પણ વધારે તેજસ્વી અને નાજુક છે.

આપણામાંના દરેકનું વાસના શરીર ઉપર જણાવેલી એસ્ટ્રલ પ્રકૃતિમાંની કેટલાક પ્રકારની પ્રકૃતિનું બનેલું છે. જેવી રીતે સ્થૂળ પ્રકૃતિનું સ્થૂળ ભુવન અથવા આ ભૂલોક બનેલું છે, તેજ રીતે આ એસ્ટ્રલ પ્રકૃતિનું એક સૂક્ષ્મભુવન બનેલું છે, જેને આપણે ભુવર્લોક કહીએ છીએ. જેમ ભુવર્લોક ભૂલોકની આસપાસ તેમજ ભૂલોકમાં ઓતપ્રોત રહેલો છે, તેજ પ્રમાણે આપણામાંના દરેકનું વાસના શરીર આપણા સ્થૂળ શરીરમાં ઓતપ્રોત છે, તેમજ તેની આસપાસ આવી રહેલું છે. જે લોકોની અંતર્દૃષ્ટિ ખોલેલી છે, એટલે કે આ સ્થૂળ પ્રકૃતિ કરતાં વધારે સૂક્ષ્મ પ્રકૃતિ (એસ્ટ્રલ પ્રકૃતિ) જોવાની જેમનામાં શક્તિ છે, તેઓ જણાવે છે કે જ્યારે તેઓ આપણામાંના કોઇને જુએ છે ત્યારે આપણા સઘળાની માફક તેઓ સ્થૂળ શરીરને જુએ છે, એટલું જ નહિ પણ તે સ્થૂળ શરીરમાં ઓતપ્રોત આવેલું અને તેની આસપાસ આવી રહેલું વાસનાશરીર પણ જોઇ શકે છે. તે વાસના શરીર સ્થૂળ શરીરની આસપાસ વાદળાના ખોખાં જેવું–પ્રભામંડળ જેવું જણાય છે.

જે લોકો વાસના શરીરને પ્રયત્ક્ષ જોઇ શકે છે, તેમના કહેવા ઉપરથી જણાય છે કે 'બાળ–જીવ' અથવા જેણે આ પૃથ્વીપર મનુષ્ય તરીકે બહુજ થોડા જન્મ લીધેલા છે તેવા બીન અનુભવી જંગલી મનુષ્યના વાસના શરીરને કેટલાક જુદા જુદા રંગ હોય છે. અને જો કે સાધારણ રીતે તેની રૂપરેખા (outline) સ્થૂળ શરીરના જેવી હોય છે, તોપણ તેને સ્થૂળ શરીરના જેવા જુદા જુદા અવયવો હોતા નથી, પણ તે અવિભક્ત હોય છે; અને તેની રૂપ-

રેખા વાદળા જેવી અને અનિયમિત હોય છે; અને સ્થૂળ શરીરના જેવી સ્પષ્ટ હોતી નથી. વાસના શરીર સ્થૂળ શરીર કરતાં ભિન્ન દેખાવનું શા સારૂ હોય છે, એવી તમને સ્વાભાવિક જીજ્ઞાસા થશે. જો તમે એક ક્ષણવાર પણ વિચાર કરશો તો તમને જણાશે કે આ વાસના શરીરને સ્થૂળ શરીરની માફક અવયવોની જરૂર નથી. કારણકે સ્થૂળ શરીર તે ક્રિયા કરવાનું સાધન છે. અને તમે સારી રીતે સમજો છો કે ક્રિયા કરવા સારૂ માણસને હાથ, પગ, મોં, આંખો, કાન, વગેરે અવયવોની જરૂર છે. આ કર્મેન્દ્રિયો દ્વારા આત્મા બહારની સ્થૂળ સૃષ્ટિની સાથે સંબંધમાં આવી શકે છે. 'બાળ જીવ' ના વાસના શરીરની અનિયમિત અને અસ્પષ્ટ રૂપરેખાનું કારણ એ છે કે આ વાસના શરીરમાં રહેલો જીવાત્મા ઉન્નતિક્રમમાં હજુ ઘણાજ નીચા પગથીયાપર ઉભેલો છે. અને આપણને જણાવવામાં આવે છે કે ઉન્નતિક્રમની શરૂઆતમાં વાસનાશરીરની આકૃતિ બરાબર બંધાયેલી હોતી નથી. પણ ઘણા જન્મ લીધા પછી તેની આકૃતિ વધારે ને વધાર નિયમિત થતી જાય છે, અને રૂપરેખા વધારે સ્પષ્ટ થાય છે.

આપણે સ્મરણમાં રાખવું ઘટે છે કે કેવળ જીવાત્માજ નહિ પણ જે શરીરો તે ધારણ કરે છે તે શરીરો, તેમજ જે ભુવનોમાં તે વસે છે તે ભુવનો પણ વિકાસ પામ્યાં કરે છે. અને અતિ પ્રાચીન કાળમાં માણસોનાં સ્થૂળ શરીરો હાલના જેવા સ્પષ્ટ રૂપરેખાવાળા અને માપસર ન હતાં, પણ બેડોળ હતાં, તેમનાં અવયવો બરાબર જોડાયેલા ન હતા, તેમની ગતિ ઘણીજ મુશ્કેલીથી થતી હતી. અને હાલ આપણે જે શરીરો જોઇએ છીએ તેમની સાથે સરખાવતાં તે

વખતનાં શરીરો ઘણાંજ બેડોળ હતાં અને તેમને વાપરવામાં ઘણી અડચણ નડતી હતી; તેજ રીતે કાળક્રમે માણસનું સ્થૂળ શરીર જો કે બરાબર ખીલેલું હોય છે, અને તેના અવયવો બરાબર બંધાયલા હોય છે તોપણ તેનું વાસના શરીર બેડોળ હોય છે, અને તેની રૂપરેખા બરાબર સ્પષ્ટ હોતી નથી. પણ વખત જતાં તેજ વાસના શરીર બરાબર ખીલશે, અને તેના ભાગ બરાબર જોડાશે; તે વખતે તેની અંદર જીવાત્મા ભુવર્લોક ઉપર સહેલાઇથી હરી ફરી શકશે. અને ભુવર્લોકમાં કામ કરવાને અનુકૂળ સાધન થઇ શકે તેવું વાસના શરીર બંધાયા પછી પણ સ્વર્ગલોક વગેરે ઉચ્ચ ભુવનો પર કામ કરવાને માટે વાસના શરીર કરતાં પણ વધારે સૂક્ષ્મ શરીરો તૈયાર કરવાને તેને પ્રયત્ન કરવો પડશે.

વાસના શરીરના સંબંધમાં બીજી યાદ રાખવા લાયક બાબત તેના વિવિધ રંગો છે. આ ઘણી ઉપયોગી બાબત છે. કારણ કે જે લોકોની દિવ્ય દૃષ્ટિ ખીલેલી હોય છે તે જણાવે છે કે જ્યારે જ્યારે આપણા મનમાં લાગણી અથવા ઇચ્છા સ્ફુરે છે, ત્યારે ત્યારે આપણા વાસનાશરીરમાં અમુક પ્રકારનો રંગ ઝળકી ઉઠે છે. ધારો કે કોઇ મનુષ્ય તરફ આપણામાં પ્રીતિ ઉત્પન્ન થાય છે; તો તે વખતે સુંદર આછો ગુલાબી રંગ વાસના શરીરમાં દેખાય છે; અથવા જો કોઇ મહાનગુરૂ અથવા ઇશ્વર વિષે આપણે વિચાર કરતા હોઇએ, અને તેમના તરફ જો પૂજ્યબુદ્ધિ અને આભારની લાગણી આપણા હૃદયમાં થતી હોય ત્યારે ઘણોજ સુંદર સ્વચ્છ વાદળી રંગ દેખાવ દેશે. આ પ્રમાણે દરેક લાગણી અને ઇચ્છા પ્રમાણે વાસના શરીરમાં જુદા જુદા રંગ દેખાય છે. જ્યારે આપણા મનમાં ખરાબ ઇચ્છાઓ કે

દુષ્ટ વાસનાઓ ઉત્પન્ન થાય છે, ત્યારે આપણા વાસના શરીરમાં ચીતરી ઉપજાવે તેવા રંગો થાય છે. ક્રોધની લાગણીનો રંગ ચીતરી ચડાવે તેવો રાતો હોય છે; અને સામા મનુષ્ય તરફ ધસતા તીરની માફક જતો જણાય છે. સ્વાર્થ વૃત્તિનો રંગ ઝાંખો તપખીરીઓ છે. સામાન્ય રીતે આપણા મનમાં જે જે પ્રમાણમાં જુદી જુદી વાસનાઓ ઉત્પન્ન થતી હોય તે પ્રમાણમાં તે તે વાસનાઓને લગતા રંગો વાસના શરીરમાં ઓછા વધતા દેખાય છે. 'બાળજીવ' ના વાસના શરીરમાં દેખાતા રંગો સ્વચ્છ અને સુંદર હોતા નથી. તેમાં સ્વાર્થ વૃત્તિને લીધે તપખીરીઓ રંગ ઘણે ભાગે ભળેલો હોય છે, અને તેથી તેવા જીવાત્માઓનું વાસનાશરીર કાદવ જેવા રંગનું દેખાય છે. તેની રૂપરેખા પણ વાદળા જેવી અનિયમિત હોય છે; ઉન્નતિ પામેલા જીવાત્માના વાસના શરીરના જેવી ઇંડાકારની અને સ્પષ્ટ હોતી નથી. તેના દેખાવ ઉપરથી આપણે એવું અનુમાન કરી શકીએ છે કે તેના મનમાં શાંતિ હોતી નથી, તેના વિચારો ક્ષણે ક્ષણે બદલાય છે, અને ચોકસ હોતા નથી.

જેમ જેમ જીવાત્મા ઉન્નતિક્રમમાં આગળ વધે છે, અને પોતાની લાગણીઓ અને વિચારોને શુદ્ધ બનાવવાને પ્રયત્ન કરે છે, તેમ તેમ તેના વાસના શરીરનો દેખાવ બદલાતો જાય છે. જો તમે ઉન્નતિ પામેલા જીવાત્માનું વાસના શરીર જોઇ શકો તો તમને જણાશે કે તેના રંગો ઘણાજ સ્વચ્છ અને સ્પષ્ટ હોય છે. તેમાંથી ચીતરી ઉપજાવે તેવા ભુખરા અને તપખીરીયા રંગ અદૃશ્ય થયેલા જણાશે, અને કામવૃત્તિના લોહી જેવા રાતા રંગને બદલે શુદ્ધ પ્રેમનો સુંદર ગુલાબી રંગ સ્ફુરતો તમારી નજરે પડશે. તેમજ માથાની

આસપાસ બુદ્ધિનો પીળો રંગ અને ભક્તિનો વાદળી રંગ જણાશે. જો આપણે આપણા વાસનાશરીરને ઘણા સુંદર રંગોથી ચળકતું બનાવવા ઇચ્છા રાખતા હોઇએ તો આપણે આપણા મનને પ્રેમની પવિત્ર અને નિઃસ્વાર્થી ઇચ્છાઓથી ભરવાની સંભાળ રાખવી જોઇએ.

ત્યારે હવે આ વાસનાશરીર આપણને શું ઉપયોગી છે? એક તો આપણે વિચારી ગયા છીએ કે આપણને જે લાગણી થાય છે તે વાસનાશરીરદ્વારા થાય છે, અને જો આપણને વાસનાશરીર ન હોત તો આપણને કોઇપણ પ્રકારની લાગણી થઇ શકત નહિ; આપણને સુખ દુઃખનું ભાન થાતજ નહિ, તેમજ શોક કે દિલગીરી પણ થાત

તેમજ જે લોકો ઉપર પ્રેમ રાખીએ છીએ, તેમની તરફથી તેમજ આસપાસ આવેલી દુનિયામાંથી આપણને સુખ મળી શકત નહિ. જ્ઞાની પુરૂષોના કથનપરથી જણાય છે કે ખનિજ પદાર્થોને વાસનાશરીર હોતું નથી, અને તેટલા માટે પત્થરને લાગણી થતી નથી. વનસ્પતિ અને છોડવામાં વાસનાશરીર બંધાવાની શરૂઆત થાય છે અને મુંગાપ્રાણીનું વાસનાશરીર સાધારણ રીતે ઠીક બંધાયેલું હોય છે. અને તમે જાણો છો કે ઘણાં પ્રાણીઓને સુખ દુઃખની તીવ્ર લાગણી થાય છે, એ બાબત વિસરવી જોઇતી નથી. સૃષ્ટિના ચાર વર્ગમાંથી શ્રેષ્ઠ મનુષ્યવર્ગનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણને જણાય છે કે માણસના જીવનવ્યવહારનો આધાર લાગણી ઉપર રહેલો છે. જો તમે તમારો જીવનવ્યવહાર એક આખા દિવસ સુધી તપાસતા બેસશો અને તમારા આખા દિવસનાં કૃત્યો અને બોલોનું કારણ શું છે તે જો તમે તપાસી જોશો તો તમને સાધારણ રીતે જણાશે કે તેમનું કારણ તમારી લાગણી કે

ઇચ્છા છે. અને જ્યારે જ્યારે તમે કોઇપણ વસ્તુની ઇચ્છા કરો છો ત્યારે ત્યારે તમે વાસનાશરીરદ્વારા કામ લ્યો છો. આ ઉપરથી આ વાસના શરીર કેટલું બધું અગત્યનું છે અને આખો દિવસ આપણે તેના ઉપર કેટલી બધી અસર કરીએ છીએ, અને આ રીતે તેને બગાડીએ કે સુધારીએ છીએ, તેનો તમને ખ્યાલ આવશે. વાસનાશરીરને વાસનાઓ કેવી રીતે બદલે છે તે હવે આપણે વિચારીશું. જ્યારે જ્યારે આપણને કોઇ વસ્તુ માટે તીવ્ર લાગણી કે ઇચ્છા થાય છે ત્યારે ત્યારે આપણે આપણા વાસનાશરીરમાં જલદી ગતિ–ધ્રુજરીઓ પેદા કરીએ છીએ.

તે ધ્રુજરીઓથી આપણા વાસના શરીરના કેટલાક પરમાણુઓ છુટા પડે છે, અને જે પ્રકારની ધ્રુજરી ઉત્પન્ન થઈ હોય તે પ્રકારની સાથે અસંગત ( બંધ બેસતા ન આવે ) તેવા પરમાણુઓ તે શરીરમાંથી બહાર નીકળી જાય છે. તે ઉપરાંત ભુવર્લોકના કેટલાક પરમાણુઓ જે તે ધ્રુજરીઓની સાથે સંગત ( બંધ બેસતા ) હોય છે તે વાસનાશરીરમાં ખેંચાઇ આવે છે. હવે આપણા સ્થૂળ શરીરમાં કેવા પ્રકારનાં પરમાણુ આવવા દેવા તે બાબત કેટલેક અંશે આપણી સત્તામાં છે; તેજ રીતે આપણા આ વાસનાશરીર ઉપર પણ આપણે કેટલેક દરજ્જે સત્તા ચલાવી શકીએ, અને દુષ્ટ વાસનાઓને આપણા મનમાં નહિ દાખલ કરવાના સતત પ્રયાસથી આપણું વાસનાશરીર આપણે એવી રીતનું બનાવી શકીએ કે દુષ્ટ લાગણીઓ બહારથી તેમાં પ્રવેશ પામી શકે નહિ.

આપણા વાસનાશરીરને શુદ્ધ બનાવવાને આપણે શો માર્ગ ગ્રહણ કરવો તે આપણને ઉપરના લખાણથી સમજાય છે. આપણે

આપણી લાગણી અને ઇચ્છાઓને એટલી શુદ્ધ બનાવવી જોઇએ કે જેથી કરીને સૂક્ષ્મ અને શુદ્ધ એસ્ટ્રલ પ્રકૃતિ આપણા વાસનાશરીર તરફ ખેંચાઇ આવે.

આ કામ એકદમ થઈ શકે નહિ, પણ તે કામ કરવાનો આરંભ તો આપણે એકદમ કરી શકીએ, અને દિન પ્રતિદિન તે કાર્યમાં મચ્યા પણ રહી શકીએ. જ્યારે જ્યારે આપણે ક્રોધની વૃત્તિને દાબી દેઇએ, અને તેને બદલે પ્રેમના વિચાર કરીએ, જ્યારે જ્યારે કલ્યાણ કરવાના શુભ વિચારો લોકો તરફ તથા આપણી આસપાસ આવેલા પ્રાણીઓ તરફ મોકલીએ, જ્યારે જ્યારે આપણે અધીરાઈ, ચીડીયાપણું અથવા બીકની લાગણી દાબી દેવાનો પ્રયત્ન કરીએ, ત્યારે ત્યારે આપણે આપણા વાસનાશરીરના પરમાણુઓને બદલીએ છીએ: અને જેમ જેમ ખરાબ લાગણીને કાઢી નાખી તેને બદલે સારી લાગણી મનમાં ઉત્પન્ન કરીએ છીએ તેમ તેમ આપણે આપણા વાસનાશરીરમાં ઉચ્ચ પ્રકારની એસ્ટ્રલ પ્રકૃતિ આકર્ષીએ છીએ, તેથી કરીને વખત જતાં આપણા વાસના શરીરમાં ઉચ્ચ પ્રકારની એસ્ટ્રલ પ્રકૃતિ બંધાશે, અને તે વાસનાશરીર ઘણુંજ પવિત્ર ને શુદ્ધ બનશે; અને તે આસપાસની ઉચ્ચ પ્રકારનીજ ધ્રુજરીઓ ગ્રહણ કરી શકશે, પણ હલકા પ્રકારની ધ્રૂજરીઓનો તેમાં પ્રવેશ થઇ શકશે નહિ. આવું વાસનાશરીર તેની અંદર રહેનાર જીવાત્માને ઘણુંજ ઉપયોગી સાધન થઇ પડશે.

કારણકે ભવિષ્યમાં તે વાસના શરીર એવું સારૂં બંધાશે કે આપણે તે દ્વારા ભુવર્લોકમાં છુટથી હરીફરી શકીશું, અને ત્યાં જે કાંઇ શિખવા લાયક હોય તે શીખી શકશું.

હાલ પણ જ્યારે રાત્રે આપણે ઉંઘીએ છીએ, ત્યારે આપણા

સ્થૂલ શરીરમાંથી આપણે બહાર નીકળી પડીએ છીએ, અને તેને પથારીપર સુતું મુકી દેઈ, વાસના શરીરમાં આ વિશ્વના બીજા ભુવન (ભુવર્લોક) પર આપણે જઇએ છીએ અને આપણો સમય ઇચ્છા અને લાગણીઓના પ્રદેશમાં આપણે ગાળીએ છીએ.

સારીરીતે બંધાયેલા વાસનાશરીરની શી અગત્ય છે તે હવે આપણે સારી રીતે સમજી શકીશું. કારણકે જો આપણું વાસના-શરીર સારી રીતે બંધાયેલું હોય તો ઘણું કરીને ભુવર્લોકમાં તે મારફતે આપણે હરીફરી શકીશું, અને જોવાલાયક દેખાવ જોઇશું, અને દુઃખી અમે શોકાતુર માણસોને મદદ આપી શકીશું. જો તમે મી. લેડબીટરકૃત "ગેબી મદદગાર" *નામનું પુસ્તક વાંચો તો ભુવર્લોકપર સ્થૂલશરીર છોડીને ગયેલા લોકો કેવાં કેવાં કામ કરી શકે છે, તેના વિષેની કેટલીક રમુજી અને બોધક વાર્તાઓ તમારા જાણવામાં આવશે.

અને જેમ જેમ આપણે આવાં કામને વાસ્તે યોગ્ય થઇએ અને આપણી ઇચ્છા અને વાસનાઓને શુદ્ધ બનાવીએ તેમ તેમ ઉપર જણાવેલા ગ્રન્થમાં વર્ણવેલ દૃષ્ટાન્તો મુજબ આપણે જાતે પણ બીજાને મદદ કરવાને માટે શક્તિમાન થઇએ છીએ. કેટલીકવાર સ્થૂલ શરીર બહાર નીકળી ભુવર્લોકમાં જઈ માણસો જે કાંઇ કામ કરે છે તેનું સ્મરણ તેમને સ્વપ્નદ્વારા થાય છે. પણ આપણામાંના ઘણાખરાની બાબતમાં એમ બને છે કે આપણાં સ્વપ્ન જાગ્રત અવસ્થામાં આપણા મનમાં રહેલા વિચારોની સાથે એટલાં ભેળશેળ

---

* કીંમત ચાર આના. મળવાનું ઠેકાણું થીઓસોફીકલ સોસાઇટી-બ્લેવેટસ્કીલૉજ, મુંબઇ.

થઇ જઇ ગોટાળો ઉત્પન્ન કરે છે કે જ્યારે આપણે જાગ્રત થઇએ છીએ, ત્યારે તે સ્વપ્નોને આપણા મનમાં રહેલા વિચારોથી જુદા પાડી શકતા નથી, તેમજ ભુવર્લોકમાં આપણે કરેલાં કૃત્યોનો ખ્યાલ બરાબર આવતો નથી. તે છતાં આપણને તે સ્વપ્ન યાદ રહે કે નહિ તે ઘણું અગત્યનું નથી. મુખ્ય બાબત એ છે કે રાત્રે જ્યારે આપણે આપણા સ્થૂળ શરીરમાંથી બહાર નીકળીએ ત્યારે આપણે બીજાઓને કોઇપણ રીતે મદદગાર થવું જોઇએ. જો આપણે જાગ્રદવસ્થામાં આપણાથી બનતી રીતે નિ:સ્વાર્થવૃત્તિથી બીજાનું ભલું કરતા હોઇએ, તેમજ જો આપણું ચારિત્ર ઉન્નત બનાવવાને પ્રયત્ન કરતા હોઇએ તો ઉપર જણાવેલી લોકોને ઉપયોગી થવાની શક્તિ આપણે પણ પ્રાપ્ત કરી શકીશું.

મરણપછી આપણે આપણા સ્થૂળ શરીરમાંથી હંમેશને વાસ્તે નીસરી બહાર જઇએ છીએ. અને મરણ પછી ભુવર્લોકમાં આપણે કયા પ્રદેશમાં જઇશું તેનો આધાર આપણા વાસનાશરીરની સ્થિતિ-પર રહેલો છે. જો આ પૃથ્વીપરના આપણા સ્થૂલજીવનમાં આપણે આપણા વાસનાશરીરને અપવિત્ર વાસનાઓથી દૂર રાખ્યું હોય તો ભુવર્લોકના નીચેના વિભાગોમાં આપણને કોઈ પણ રોકી રાખશે નહિ; અને આપણે ઘણીજ ત્વરાથી ભુવર્લોકમાં થઇને તેની પછી આવેલા સ્વર્ગલોકના સુખ ભોગવવાને માટે આગળ ચાલ્યા જઇશું; આપણું હાલનું વાસના શરીર શુદ્ધ કરવામાં બીજો પણ લાભ રહેલો છે. તે લાભ એ છે કે બીજા ભવમાં આપણને શુદ્ધ વાસનાશરીર મળશે. આ બધાં કારણસર આપણી વાસનાઓને જેમ બને તેમ શુદ્ધ બનાવવાને પ્રયત્ન કરીએ તો સારૂં.

જે લાગણીઓ અને મનોવિકારો આપણને ખરાબ લાગતા હોય તેવી લાગણીઓ અને મનોવિકારોને આપણા હૃદયમાં સ્થાન આપવું નહિ, પણ દરરોજ અને હરઘડીએ આપણા સ્વભાવને પ્રેમાળ, મદદ કરે તેવો અને નિઃસ્વાર્થી બનાવવાને પ્રયત્ન કરવો. આથી આપણું વાસનાશરીર જેઓની દિવ્યદૃષ્ટિ ખીલેલી છે, તેમને ઘણુંજ સુંદર દેખાશે, તેનો રંગ નિર્મલ અને સુંદર ઝળકશે, અને તેથી પ્રેક્ષકને ઘણોજ આનંદ આપશે.

## પ્રશ્નો.

૧. એસ્ટ્રલ એ શબ્દનો અર્થ શો ? અને વાસનાશરીરને એસ્ટ્રલ શરીર શા માટે કહેલું છે ?

૨, ભુવર્લોક કયાં છે અને કેવો છે ?

૩. બાલ જીવાત્મા અને ઉન્નતિ પામેલા જીવાત્માના વાસનાશરીરના દેખાવમાં શો તફાવત છે ?

૪. આપણા વાસનાશરીરનું મુખ્ય કામ શું છે ?

૫. જે લોકોની દિવ્યદૃષ્ટિ ખીલેલી છે તે લોકો, તેમની આસપાસના લોકોના મનમાં ક્રોધ કે પ્રેમના વિચારો સ્ફૂરે છે તે શી રીતે જાણી શકે ?

૬. આપણું વાસનાશરીર આપણે કેવી રીતે શુદ્ધ બનાવી શકીએ ?

૭. સ્થૂલ શરીર સિવાય વાસના શરીરમાં આપણે કોઇ પણ વખત હરીફરી શકીએ છીએ ?

# પ્રકરણ ૮ મું.

## માનસિક શરીર

જે શરીર દ્વારા આપણે કાર્યો કરીએ છીએ, તે સ્થૂળ શરીર વિષે, તેમજ જે શરીરદ્વારા આપણને લાગણી થાય છે, તે વાસના શરીર વિષે કેટલુંક વિવેચન કર્યા પછી હવે આપણે જે શરીરદ્વારા વિચાર કરીએ છીએ તે માનસિક શરીર સંબંધી વિચારીશું. માનસિક ભુવન ઉપર કામ કરવાને આપણને બે શરીર હોય છે. જે શરીરદ્વારા આપણે સામાન્યરીતે વિચાર કરીએ છીએ તેને માનસિક શરીર કહે છે, અને જે શરીરમાં જન્મ જન્મના આપણા વિચારો તેમજ લાગણીઓના પરિણામનો સંચય થાય છે તેને કારણ શરીર કહે છે; તેમાં પ્રથમ આપણે માનસિક શરીરનો વિચાર કરીશું.

તમે કદાચ આ ઠેકાણે એમ કહેશો કે વાસના શરીરનો વિચાર કરતાં આપણે શીખી ગયા કે આપણા વાસના શરીર ઉપર આપણા વિચારની ઘણી અસર થાય છે; તેમજ જુદા જુદા પ્રકારના વિચારોથી વાસના શરીરમાં જુદા જુદા પ્રકારના રંગો ઉત્પન્ન થાય છે. એ વાત ખરી છે, અને તેનું કારણ એ છે કે આપણા ઘણાખરા વિચારોની સાથે લાગણી જોડાયેલી હોય છે.

વળી તમે જાણતા હશો કે લાગણી તો ભુવર્લોકની (એસ્ટ્રલ) પ્રકૃતિ મારફતેજ પ્રકટ થાય છે. ક્રિયા કરનાર અને લાગણી ધરાવનાર તરીકેનાં જીવાત્માનાં બે સ્વરૂપો કરતાં વિચાર કરનાર તરીકેનું તેનું સ્વરૂપ તદ્દન ભિન્ન છે. અને વિચાર કરનાર તરીકે તેની જે ખાસ ક્રિયા તેજ ખરેખરો વિચાર કહી શકાય. આવો ( લાગણીરહિત ) ખરેખરો વિચાર માનસિક ભૂમિકાપર માનસિક પ્રકૃતિદ્વારા

પ્રકટ થાય છે. દિવ્યદષ્ટિવાળા લોકો જણાવે છે કે આ માનસિક ભુવનની પ્રકૃતિ ભુવર્લોકની પ્રકૃતિ કરતાં પણ વધારે સૂક્ષ્મ હોય છે; અને તે પ્રકૃતિમાં જુદા જુદા સત્ત્વોના વિચારોથી, મનુષ્યના ઉન્નતિક્રમને ચલાવનારા મહાન દેવોના ઘણાજ જબર વિચારોથી, તેમજ સામાન્ય મનુષ્યવર્ગના આખો દિવસ ચાલતા અને ક્ષણે ક્ષણે બદલાતા નિર્બળ અને ક્ષણવિનશ્વર વિચારોથી, નિરંતર ધ્રુજારીઓ ઉત્પન્ન થયાં જ કરે છે. જેમ આપણું વાસના શરીર ભુવર્લોકની કેટલીક જુદી જુદી પ્રકૃતિનું બનેલું છે, તેજ રીતે આપણું માનસિક શરીર માનસિક ભુવનની પ્રકૃતિનું બનેલું છે. અને વિચાર કરનાર તરીકે જીવાત્માની ઉન્નતિના પ્રમાણમાં માનસિક ભૂમિકાની ઉચ્ચ અથવા હલકી પ્રકૃતિનું તેનું માનસિક શરીર બંધાશે.

જો તે જીવાત્મા વિકાસક્રમની બાલ્યાવસ્થામાં હોય તો તેનું માનસિક શરીર માનસિક ભૂમિકાની તદ્દન હલકા પ્રકારની પ્રકૃતિથી બંધાયેલું હશે, અને તેમાં સ્ફૂર્તિ પણ અલ્પ હશે. પણ આપણા જેવા સાધારણ મનુષ્યોના માનસિક શરીરમાં ઘણું કરીને માનસિક ભુવનની શુદ્ધ અને સૂક્ષ્મ પ્રકૃતિનો કેટલોક ભાગ હશે. અને જેમ જેમ આપણે આપણા મનને વાપરીશું તેમ તેમ આપણા માનસિક શરીરમાં ઉચ્ચ અને શુદ્ધ પ્રકારની માનસિક પ્રકૃતિ ખેંચાઇ આવશે.

આ જમાનાની એક ઘણી જ આશ્ચર્યકારક શોધ અથવા ખરૂં કહીએ તો દિવ્યદષ્ટિવાળા લોકોએ જે સત્યના જ્ઞાનનું આ દુનિયાને ફરીથી ભાન કરાવ્યું છે તેવું એક મહાન્ સત્ય એ છે કે અત્યાર સુધી લોકો માનતા આવ્યા હતા તેમ આપણા વિચારો નજીવી વસ્તુઓ નથી, પણ તે ખરેખરી જીવતી આકૃતિઓ છે. તે

વિચારો માનસિક ભુવનપર આકૃતિ ધારણ કરે છે, અને તેમને વિવિધ રંગો હોય છે. જ્યારે જ્યારે આપણે વિચાર કરીએ છીએ, ત્યારે ત્યારે આપણે આપણી આસપાસના માનસિક વાતાવરણમાં જીવતી આકૃતિઓને આપણા માનસિક શરીરમાંથી બહાર મોકલીએ છીએ. જો આપણા વિચાર પ્રબળ હોય તો તે આકૃતિઓ લાંબો કાળ ટકી શકે છે. પણ જો તે વિચારો નિર્બળ હોય તો તે આકૃતિઓનો અલ્પ સમયમાં નાશ થાય છે.

આ વિચારની આકૃતિઓ તેમને જન્મ આપનારને તેમજ આસપાસ આવેલા માણસોને અસર કરે છે.

જો આપણા વિચારો સ્પષ્ટ હોય તો તે વિચારની આકૃતિઓ સ્પષ્ટ હોય છે, અને તેની રૂપરેખા નિયમિત હોય છે. પણ જો આપણા વિચારો અનિશ્ચિત અને નિર્બળ હોય તો તો તેની આકૃતિ ધુમસ અથવા વાદળા જેવી દેખાય છે, અને સ્પષ્ટ રૂપરેખાવાળી હોતી નથી.

એક અથવા બીજા પ્રકારના વિચાર નિરંતર આપણા મનમાં આવે છે, અને આપણા મનમાંથી આસપાસના માણસોના મનમાં પ્રવેશ કરે છે. આ બાબતનો આપણે જ્યારે વિચાર કરીએ છીએ, ત્યારે વિચારના સંબંધમાં આપણી જોખમદારી કેટલીબધી છે, તેનું કાંઇક ભાન આપણને થાય છે. જો આપણે ક્રોધના અથવા બીજી કોઈ જાતના દુષ્ટ વિચારોને મનમાં પ્રવેશ કરવા દઇએ છીએ, તો આપણી આસપાસના માનસિક પ્રદેશને દુષ્ટ સ્વભાવવાળા સત્ત્વોથી ભરી કાઢીએ છીએ. આ સત્ત્વો પોતાની સાથે સંબંધમાં આવતા લોકોને નુકશાન કરનાર નીવડે છે.

ક્રોધની લાગણીથી કેવી ભયંકર આકૃતિઓ થાય છે તેનો આપણે પ્રથમ વિચાર કરી ગયા છીએ. અને જ્યારે આપણી વાસનાઓને આપણી માનસિક શક્તિનું બળ મળે છે, અને જયારે આપણી દુષ્ટ લાગણીઓને નિશ્ચિત વિચારને લીધે પુષ્ટિ મળે છે, ત્યારે આપણે ઉચ્ચ ભુવનો પર આ ભયંકર હથીઆરોને ઉત્પન્ન કરીએ છીએ, અને તે માનસિક ભુવન ઉપરથી ભુવર્લોકમા ધસી આવે છે; અને આપણાથી કલ્પી શકાય તેના કરતાં પણ વધારે નુકશાન તે કરે છે. કારણકે આવા ક્રોધના વિચારો જો બીજાની તરફ મોકલવામાં આવે તો તે વિચારોની આકૃતિઓ સામા મનુષ્યના માનસિક અને વાસનાશરીર સાથે અથડાય છે. અને જો તે મનુષ્યમાં આ આકૃતિઓની પ્રકૃતિ હોય છે, તો તે પ્રકૃતિમાં ધ્રુજરીઓ ઉત્પન્ન થાય છે, અને તે મનુષ્ય પણ પેલા મનુષ્ય તરફ ક્રોધના વિચારો મોકલવાને દોરાય છે. આ રીતે તે બે મનુષ્યો એક બીજા પ્રત્યે અશુભ વિચારો મોકલે છે. અને જો કે તેમનાં સ્થૂળ શરીરો એક બાજાથી ઘણે દૂર હોય છે તોપણ તે માણસો એક બીજાને ઇજા કરે છે, અને એક સ્થૂળ શરીર પર બીજા સ્થૂળ શરીરવતી ઘા મારવાથી જે નુકસાન થઈ શકે તે કરતાં પણ અધિક નુકસાન આ રીતે તેઓ એક બીજાને કરે છે.

પણ આ બાબતની ઉપર જણાવેલી કાળી બાજુ છે તેમ ઉજળી બાજુ પણ છે. અને જેવી રીતે ખરાબ વિચારથી બીજાને નુકસાન કરીએ છીએ તેમ પ્રેમાળ અને માયાળુ વિચાર મોકલીને બીજાનું ખરેખરૂં ભલું પણ કરી શકીએ છીએ. દાખલા તરીકે આફતમાં આવી પડેલા કોઈ માણસ તરફ દૃઢ નિશ્ચયપૂર્વક મદદના વિચારો

મોકલવામાં આવે તો તે વિચાર ખરેખર તેને પહોંચે છે, અને તેને મદદ કરે છે. કેટલાએક દિવ્યદૃષ્ટિવાળા શોધકો જણાવે છે કે કોઇ માતાએ પોતાનાથી દૂર રહેલા પોતાના પ્રિય પુત્ર તરફ મોકલેલા રક્ષણના વિચારનુ રૂપ અતિ સુંદર હતું, અને તેને પરીઓના જેવી બે પાંખ હતી, અને તેનો રંગ ગુલાબી હતો. કારણકે પ્રેમનો રંગ હમેશાં આછો ગુલાબી હોય છે.

જ્યારે આપણને વિચારશક્તિ સંબંધી કાંઇક જ્ઞાન મળે છે ત્યારે આપણને એમ થાય છે કે આપણા બધા દુષ્ટ વિચારોને હમેશને વાસ્તે દેશવટો આપવો જોઇએ, અને જે વિચારથી દુનિયાનું કલ્યાણ થઇ શકે તેવા વિચારોને મનમાંથી પ્રકટ કરવા જોઈએ. પણ જ્યારે આપણે આત્મનિરીક્ષણ (self-analysis) કરીએ છીએ ત્યારે આપણને જણાય છે કે આપણે જાણીએ તે અગાઉ ખરાબ વિચારો આપણા મનમાં ઘુસી જાય છે, અને તે વખતે તે વિચારોને કાર્ય કે શબ્દરૂપે પ્રકટ થતા અટકાવવા એટલુંજ આપણી સત્તામાં રહે છે.

ઘણીવાર દુષ્ટ વિચારો એકાએક આપણા મનમાં ઘુસી જાય છે, અને તે કયાંથી આવે છે તે આપણા જ્ઞાનની બહાર છે. ત્યારે હવે તેવા વિચારોને મનમાંથી બહાર હડસેલી મુકવાને આપણે શું કરવું જોઇએ? ખરેખરી રીતે જીવાત્માને ઉપયોગી સાધન થાય એવું માનસિક શરીર બનાવવાને વાસ્તે આપણે શી રીતનો પ્રારંભ કરીશું?

આપણામાં રહેલી માનસિક શક્તિઓનો હાલ આપણે કેટલો ઉપયોગ કરીએ છીએ તેનો આપણે પ્રથમ વિચાર કરીએ. કદાચ તમે તમારા મનસાથે એમ વિચાર કરશો કે, "ખરેખર! હુ આખો

દિવસ વિચાર કર્યાજ કરૂં છું. મારે નિશાળમાં તેમજ મારા પાઠ બાબત ઘેર પણ વિચાર કરવાનો હોય છે. અને તે ઉપરાંત અનેક પ્રકારની સંસારની બાબતો ઉપર વિચાર કરવો પડે છે." પણ આપણે જરા તે બાબતની બારીક તપાસ કરીશું, અને જે વિચારો તમે કરો છો તે તમારા પોતાના છે કે દુનિયામાં રઝળતી વિચારની આકૃતિઓ તમે ગ્રહણ કરી છે, તે જોઈશું. જે લોકો પોતાના મનને કેળવવાનો પ્રયત્ન કરવા લાગ્યા હોય તેમણે નીચે પ્રમાણે પ્રયોગ અજમાવી જોવો એવી જે સૂચના કરવામાં આવેલી છે, તેમાં બહુ ડહાપણ રહેલું છે.

તે સૂચના એ છે કે દિવસમાં કોઈ કોઇ વખત તમારે એકાએક તમારા હાથમાંનું કામ પડતું મુકવું, અને 'હું શા વિષે વિચાર કરૂં છું' એવો પ્રશ્ન પોતાના મનને પુછવો. જેઓએ આ પ્રકારનો પ્રયોગ વારંવાર કર્યો છે તેઓને જણાયું છે કે જ્યારે આ રીતે અટકીને તેઓ પોતાના મનને તપાસે છે ત્યારે તેમને જણાય છે કે તેઓ ખરેખરી રીતે પોતાના મનમાં સ્વતંત્ર વિચાર કરતા હોતા નથી, પણ તેઓના મનમાં આડા અવળા તરંગો ચાલતા હોય છે, અને તેઓના મન ઉપર કાબુ હોતો નથી; અને માનસિક પ્રદેશમાં મળી આવતા વિચારોને તેઓ ગ્રહણ કર્યાજ કરે છે. આ ભટકતા મનવાળા પુરૂષની સ્થિતિ કોઈ બેદરકાર ગાડીવાન જેવી છે. જો ગાડીવાન બેદરકાર હોય અને પોતાના હાથમાં સોંપેલા ઘોડાઓની જોડને લગામ ઢીલી મુકી તેમની મરજી મુજબ જવા દે તો તેના ઘોડાઓ તેના જાણ્યા વગર સ્થળે સ્થળે ભટક્યાં કરે છે અને આખરે તે એકદમ ચોંકી ઉઠે છે, ત્યારે તેને એમ લાગે છે કે જે

સ્થળેથી તે નીકળ્યો હતો ત્યાંથી તે ઘણે દૂર અને અનિષ્ટ પ્રદેશમાં આવી પહોંચ્યો છે. આવા ભટકતા અને અનિશ્ચિત વિચારોથી કદાપિ આપણું માનસિક શરીર ઉત્તમ પ્રકારનું બંધાશે નહિ. કારણ કે, તમે જાણો છો કે ઘર બાંધનાર કડીયો તેને જોઇતો સામાન ઘણીજ સંભાળપૂર્વક પસંદ કરે છે, અને દરેક ઇંટને તેને યોગ્ય જગ્યાએ ગોઠવે છે જો તે જે કાંઈ તેના હાથમાં આવે તે-કચરો, ઘાસ, પાંદડાં વગેરે સર્વ ઘર બાંધવામાં વાપરે તો તેનું પરિણામ કેવું આવે? તેનું ઘર કોઇપણ પ્રકારે મજબૂત, તેમજ તેને રહેવાને અનુકૂળ સાધન થઇ પડે તેવું બંધાશે નહિ. જ્યાસુધી આપણે આપણા માનસિક શરીરને બાંધવાનું કામ હાથ ધરીએ નહિ, તેમજ તેને વાસ્તે જોઇતા પદાર્થો પસંદ કરીએ નહિ અને નકામા પદાર્થોને દૂર કરીએ નહિ, ત્યાંસુધી આપણે ઉપર જણાવેલા આળસુ ગાડીવાન અથવા તો મૂર્ખ કડિયા જેવા છીએ, અને આ રીતે આપણું માનસિક શરીર નિર્બળ અને નિરૂપયોગી બનશે, અને જ્યારે આપણે તેની પાસે પૂર્ણ કામ કરાવવા ઇચ્છીશું ત્યારે તે કામ કરી શકશે નહિ. ત્યારે હવે આપણું પ્રથમ કર્તવ્ય આપણા વિચારોપર કાબુ મેળવવાનું છે. કદાચ આ કામ તમને પ્રથમ દર્શને સહેલું લાગશે, પણ આપણામાંના ઘણાખરાને વાસ્તે તો ખરેખર મોટામાં મોટું વિકટ છે, અને ઘણું કરીને આપણી આખી જીંદગી સુધી અને વળી હવે પછીના કેટલાક જન્મ સુધી પણ આપણે આ કાર્ય પુરેપુરૂં કરી શકીશું નહિ.

પણ અગત્યની વાત એ છે કે આપણે તે કામની શરૂઆત એકદમ કરવી જોઇએ. કારણ કે જેમ જેમ આપણે તે કામમાં ઢીલ કરીશું, તેમ તેમ તે કામ વધારે કઠિન થતું જશે.

આપણો કોઈપણ પ્રયત્ન નિષ્ફળ જશે નહિ, આ બાબતનું જ્ઞાન આપણને બહુજ ઉપયોગી થઈ પડે છે.

આ નિયમથી ચાલતા વિશ્વમાં દરેક કાર્યનું કાંઈક પરિણામ આવે છે; અને આપણા મન ઉપર કાબુ મેળવવાને આપણે જેમ જેમ પ્રયત્ન કરીએ તેમ તેમ આપણું માનસિક શરીર આપણી ઇચ્છાને અનુસરતું સાધન થાય તેવો સમય પાસે આવે છે.

આપણા વિચારો ઉપર આપણો કાબુ કેટલો બધો ઓછો છે તેનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે તે કાબુ વધારવાને પ્રયત્ન કરવો એ બીજું પગલું છે. એના માટે સૌથી શ્રેષ્ઠ ઉપાય એજ છે કે આપણે આપણા મનને એક તોફાની ઘોડા સમાન ગણવું, અને તેને વશ આણતા હોઇએ તેમ પ્રયત્ન કરવો.

જ્યારે જ્યારે મન બીજા વિષય તરફ દોરાઇ જાય, ત્યારે તેને પાછું ખેંચવું; અને જે વિષય ઉપર આપણે મનને ચોંટાડવા ઇચ્છતા હોઇએ, તેના ઉપર ધીરજથી મન સ્થિર રાખવાનો પ્રયત્ન કરવો. ધારો કે તમારે તમારી નિશાળના પાઠ તૈયાર કરવાના છે. અને ગરમીને લીધે તે પાઠ તૈયાર કરવાનું તમને ન ગમતું હોય, અને બહાર આવેલો બગીચો તમને તેની તરફ લલચાવતો હોય, અને તમારા વિચારો તે બગીચા તરફ દોરાતા હોય તે વખતે એકાએક તમે ચમકી ઉઠો છો, અને તમને જણાય છે કે તમે તમારા અભ્યાસમાં આગળ વધ્યા નથી. આ સમયનો આત્મારૂપી ગાડીવાને બરાબર લાભ લેવો જોઇએ. તે ગાડીવાન પોતાના મનરૂપ ઘોડાને સ્વેચ્છાનુસાર આમ તેમ ભટકવા દેતો નથી, પણ લગામ ખેંચીને જે દિશામાં તે તેમને લઈ જવા માગતો હોય, તે દિશા ભણી તેમને તે ચલવે છે. બીજા શબ્દોમાં કહીએ તો તમે તમારી હલકી વૃત્તિઓને સ્વાધીનમાં

લાવવાનો નિશ્ચય કરો છો; અને જે પાઠ તમારે તૈયાર કરવાનો હોય તે સિવાય બીજા કોઇપણ વિષયના તમે વિચાર સરખો કરતા નથી. કદાચ એમ પણ બને કે તમારા વિચારો ફરીથી ભટકવા લાગી જાય, પણ જો તમે દરેક વખતે તે વિચારોને પાછા ખેંચી લ્યો, અને હાથમાં લીધેલા કાર્યમાં દૃઢ નિશ્ચયથી મંડયા રહો તો જ્યારે તમારૂં કાર્ય પુરૂં થશે, ત્યારે તમે મનને કાબુમાં લાવવાના કાર્યમાં એકાદ પગલું પણ આગળ ભરેલું ગણાશે.

જરા વિચાર કરતાં તમને જણાશે કે જીવનના વ્યવહારમાં આવા પ્રકારનો મનઃસંયમ કરી શકાય. તમે અમુક પળે જે જે કામ કરતા હો, તે તે કામ તમે તમારા મનઃસંયમના કાર્યમાં સાધન તરીકે વાપરી શકો.

કારણ કે મનને એકાગ્ર રાખવાથી, અને બહારના વિચારોને લીધે તે એકાગ્રતાનો ભંગ નહિ થવા દેવાથી તમે તમારા મનને એકાગ્ર અને સ્થિર રાખતાં શિખો છો. અને તમે તેથી એવી શક્તિ પ્રાપ્ત કરો છો કે જે તમને આ સ્થૂળ ભુવનમાં ઉપયોગી થશે એટલુંજ નહિ પણ જે ઉચ્ચ ભુવનોમાં આપણે ભવિષ્યમાં કોઈ વખતે કામ કરવાની આશા રાખીએ છીએ, તે ભુવનમાં પણ આપણને તે કામ લાગશે.

પણ મનને એકાગ્ર રાખવાની શક્તિ ખીલવ્યા ઉપરાંત મનના સંબંધમાં આપણે શિર એક બીજી મોટી જવાબદારી રહેલી છે, અને તે એ કે આપણે આપણા મનને પવિત્રતા અને શાંતિના વિચારોનું મધ્યબિન્દુ બનાવવું કે જેથી કરીને જે જે પુરૂષો આપણા સંબંધમાં આવે તે સર્વને લાભ જ થાય, પણ કદાપિ હાનિ થાય નહિ.

જે રીતે ચેપી રોગવાળો કોઇ માણુસ તેના સંબંધમાં આવતા દરેક માણુસને ચેપનું કારણુ થઇ પડે તેજ રીતે જે મનુષ્ય અપવિત્ર કે ક્રોધના વિચારોને પોતાના મનમાં સ્થાન આપતો હોય તે મનુષ્ય જે જે મનુષ્યોના સંબંધમાં તેના વિચારો જઈ શકે તે તે સર્વ મનુષ્યોને ઈજાનું કારણુ થઇ પડે છે.

જ્યારે જ્યારે આપણે આવા વિચારોને આપણા મનમાં પ્રવેશ પામવા દઇએ છીએ ત્યારે ત્યારે આપણે પોતાનેજ નુકસાન કરીએ છીએ એટલુંજ નહિ પણુ જે લોકોને આપણે કદાપિ જોયા ન હોય, તેમને પણુ કદાચ નુકસાન કરીએ છીએ.

આવા ક્રોધના અને સ્વાર્થના વિચારો જે આપણા મનમાં ઇચ્છા વિરૂદ્ધ ઘુસતા જણાય છે, તેમને મનમાંથી દૂર કરવાને માટે આપણને અથાક ધૈર્યની જરૂર છે. કારણ કે જો આપણે તે વિચારોનો સમૂળગો નાશ કર્યો છે એમ ધારતા હોઇએ ત્યારે પણુ તેઓ ફરી ફરીને આપણા મનમા આવે છે. જ્યારે જ્યારે આવા અનિષ્ટ વિચારોરૂપી પરોણાઓ આપણા હૃદયમંદિરમાં પ્રવેશ કરે ત્યારે તેમને આપણે બીલકુલ ત્યાં ટકવા દેવા નહિ, કારણુ કે જો આપણે તેમ કરીએ તો, તેઓ વધારે ને વધારે પ્રબળ થશે, અને બીજાઓએ મનમાંથી બહાર મોકલેલા પોતાના જેવાજ વિચારોને આપણા મન તરફ ખેંચશે. આ બાબતમાં આપણું કર્તવ્ય એજ છે કે જ્યારે જ્યારે ખરાબ વિચાર આપણા મનમાં ઘુસેલો જણાય ત્યારે ત્યારે તેને તરત આપણા મનમંદિરના દરવાજાની બહાર કાઢી મુકવો જોઇએ. જો આપણે આ કામમાં સતત મંડયા રહીશું, તો થોડા સમય પછી તેવા વિચારો આપણને વધારે વાર હેરાન કરી શકશે નહિ.

દાખલા તરીકે ધારો કે કોઈ માણસ આપણને ઈજા કરે છે, અથવા આપણી તરફ અસભ્ય વર્તન ચલાવે છે કે આપણને અપ્રિય શબ્દ બોલે છે, તે સમયે આપણે એકાએક ગુસ્સે થઇએ છીએ. તે વખતે આપણા ક્રોધને લીધે આપણે કેવા ઘાતકી અને કદરૂપી વિચારની આકૃતિઓને જન્મ આપી બહાર મોકલીએ છીએ, તેનું સ્મરણ થતાં જ આપણે તેવી આકૃતિઓને જન્મ આપનાર વિચારોને અટકાવવા ઇચ્છીએ છીએ. પણ એકાએક સામા મનુષ્ય તરફ પ્રેમ કરવાની હૃદયમાં ઇચ્છા થતી નથી. પણ આવા સમયે આપણાથી ફક્ત એટલું બની શકે કે આપણે આપણા વિચારોને બીજી પ્રણાલિકામાં ફેરવીએ.

જે પુરૂષ પ્રતિ આપણા હૃદયમાં સ્વાભાવિક પ્રેમ ઉપજતો હોય, પુરૂષને આપણે વિચાર કરવો જોઇએ; તે પુરૂષ ઉપર પ્રેમ દાખવતાં આપણે મન સાથે એમ કહેવું કે 'પ્રાણી માત્રનું કલ્યાણ હજો.' આ વિચારને કેવળ શબ્દરૂપેજ ન બોલતાં તે શબ્દોમાં દર્શાવેલી પ્રેમની લાગણી આપણા અંતરમાં ઉદ્ભવે તેમ વર્તવું. જેમ જેમ આપણે એ પ્રમાણે કરતાં જઇશું તેમ તેમ અંદરનું તોફાન શાંત થઈ જશે. આપણને થયેલી ઇજા આપણે ધારતા હતા તેટલી બધી સખ્ત નથી, એમ આપણને જણાશે. અને આપણા ક્રોધના વિચારો આપણા મનને છોડી જતા જણાશે. જો આ પ્રમાણે આપણે પ્રયત્ન કરતા રહીશું તો આપણે બે પ્રકારનો લાભ કરીશું; કારણ કે આથી કરીને આપણી હલકી વૃત્તિઓનો પરાભવ કરવાનું કામ આપણે કરતા હોઇશું; એટલુંજ નહિ પણ આપણે એવી શક્તિ બહાર મોકલતા હોઇશું કે જેથી કરીને આવા દુષ્ટ વિચારોનો અટકાવ થશે; અને વળી સામા મનુષ્ય તેમજ આપણે માટે બરાબર વિચાર

કરવાનું કામ સરલ થશે. જો આ રીત આપણે ન ગ્રહણ કરીએ તે આપણા ક્રોધના વિચારો સામા માણસોને અસર કરશે, અને તેમના મનમાં રહેલા અશુભ વિચારોના બીજને પુષ્ટિ આપશે.

આપણે ગમે તેવી નાની ઉમરના અને અભણ હોઇએ, અને બીજાને મદદ કરવાને દેખીતી રીતે અશક્ત હોઇએ, તોપણ આપણા સર્વમાં એવી એક શક્તિ રહેલી છે, જેનો આપણે ધારીએ તો ઘણોજ વિકાસ કરી સદુપયોગ કરી શકીએ. આ વિશ્વમાં શુભ અને અશુભ વિચારો વચ્ચે ભારે યુદ્ધ ચાલ્યાં જ કરે છે. અને જે જે ખરા વિચારને આપણે આપણા મનમાં આવવા દઇએ છીએ તે તે વિચાર આપણા મનમાં રહીને બળ પામી, વધારે અશુભ બને છે, અને તેથી દુનિયાની નુકસાનકારક શક્તિઓને પુષ્ટિ મળે છે. કારણ કે જ્યારે જ્યારે કોઇ વિચારની આકૃતિ તેના જેવાજ વિચારની આકૃતિની સાથે સંબંધમાં આવે છે ત્યારે તેમાંની એક બીજી સાથે મળી જઇ તેને પુષ્ટિ અને વધારે આવરદા આપે છે.

દાખલા તરીકે ધારો કે આપણે કોઈ અશુભ કૃત્ય થતું જોઇએ છીએ અને આપણે જાતે પણ તે દુષ્ટ કૃત્ય કરનાર પ્રતિ ક્રોધે ભરાઇએ છીએ; અને આ રીતે જે અશુભ શક્તિ ત્યાં રહેલી છે, તેમાં ઉલટો વધારો કરીએ છીએ. જો આપણે આપણી વિચાર શક્તિને દુનિયાના ભલા માટે વાપરવા ઇચ્છીએ તો બુદ્ધ ભગવાને આપેલી એક હિતશિક્ષા નિરંતર સ્મરણમાં રાખવી જોઇએ. તે હિતશિક્ષા એ છે કેઃ "દ્વેષનો કદાપિ દ્વેષથી અંત આવતો નથી, પણ દ્વેષનો અંત લાવનાર કેવળ પ્રેમજ છે." માટે જે પ્રાણી ઉપર જુલમ થતો હોય તેને ખરેખરી મદદ કરવા આપણે માગતા હોઇએ તો

કેવળ તેના તરફ આપણે પ્રેમના વિચારો મોકલવા જોઇએ, એટલુંજ નહિ પણ તે જુલમ કરનાર તરફ પણ પ્રેમ અને દયાના વિચારો મોકલવા જોઇએ. જો આ આપણા વિચારો બહુજ પ્રબળ હોય તો તે અશુભ કૃત્યોનો ઘટારો કરશે, અથવા તો તેને બીલકુલ અટકાવશે.

જેમ જેમ આપણે નિરંતર ખંતથી આપણા મનને સુધારવાનો પ્રયત્ન કરતા રહીશું, તેમ તેમ આપણી વિચાર શક્તિ વધતી જશે, અને આપણા માનસિક શરીરની પ્રકૃતિ પણ વધારે સૂક્ષ્મ અને પવિત્ર થતી જશે. શુદ્ધ વિચાર શક્તિ વધતી જશે. શુદ્ધવિચારથી આપણે સંકટમાં અથવા જોખમમાં આવી પડેલા માણસોને મદદ કરીએ છીએ. તેમજ જે મહાપુરૂષોએ આ જગતનો તાપ અને ભાર સહન કરીને આપણે માટે તેમજ લાભ લઈ શકે તે સર્વેને માટે વિચારશક્તિનું અમૂલ્ય શિક્ષણ આપ્યું છે, તે મહાત્માઓને ;પણ આપણે આપણા શુદ્ધ પ્રેમના પ્રવાહથી તેમના કાર્યમાં આપણી અલ્પશક્તિના પ્રમાણમાં મદદ કરીએ છીએ; તેવો વિચાર જ્યારે આપણા મનમાં આવે ત્યારે શું આપણને આનંદ નહિ થાય ? નક્કી થશેજ.

## પ્રશ્નો

૧ આપણે ક્યા શરીર દ્વારા વિચાર કરીએ છીએ, અને તે કેવી પ્રકૃતિનું બનેલું છે ?

૨ માનસિક ભુવન ઉપર સાધન તરીકે જીવાત્માને કેટલાં શરીર હોય છે ?

૩ આપણે વિચાર કરીએ છીએ ત્યારે શું થાય છે, તે સમજાવો.

૪ શું આપણા મનમાં આવતા બધા વિચારો આપણા પોતાનાજ છે ? જો તે આપણા ન હોય તો તેઓ ક્યાંથી આવે

છે? અને તેઓ આપણા મનમાં થઇને પસાર થાય, તેથી તેમનાપર શી અસર થાય છે?

૫ આપણે આપણા મન ઉપર કાબુ મેળવવાને માટે શા ઉપાયો યોજવા જોઇએ?

૬ જ્યારે એકજ પ્રકારના બે વિચારો એકઠા મળે છે, ત્યારે શું થાય છે?

૭ દુનિયામાં રહેલી શુભ શક્તિઓને આપણે શી રીતે બળ આપી શકીએ?

## પ્રકરણ ૯ મું.

### જીવાત્મા અને તેના ઉચ્ચ પ્રકારના શરીરો.

હવે આપણે કારણ શરીરનો વિચાર કરીએ. તે મનની ઉચ્ચ શક્તિઓ દર્શાવવાનું સાધન છે. તમારે આ કારણ શરીરને એક ભંડાર તરીકે ગણવું જોઇએ. તે ભંડારમાં ત્રણ ભુવનના આપણા જીવનમાં જે જે અનુભવો આપણને મળે છે, તેના પરિણામનો સંચય થાય છે. દરેક વખતે જ્યારે આપણે આ પૃથ્વીપર જન્મ લઇએ છીએ ત્યારે આપણું ચારિત્ર અને શક્તિઓનો આધાર આપણા કારણ શરીરમાં સંચિત ( એકઠા ) કરેલા ખજાનાપર રહેલો છે, એ બાબત જો તમારા સમજવામાં બરાબર રીતે આવે તો કારણ શરીર એ નામ યાદ રાખવું મુશ્કેલ નહિ પડે; કારણકે આપણી ધીમી અથવા ઉતાવળી ઉન્નતિનું કારણ ખરેખર આ શરીરમાંજ રહેલું છે. ઉપર જણાવેલી બાબતની સત્યતા વિચારીએ.

દરેક શક્તિ પોતાના ભુવનપર પોતાનું કાર્ય કરે છે. ક્રિયા એ સ્થૂળ ભુવનપર થતી ગતિ અથવા હીલચાલ છે. લાગણી એ એસ્ટ્રલ પ્રકૃતિમાં થતી હીલચાલ છે. વિચાર એ માનસિક ભુવનની હલકા પ્રકારની પ્રકૃતિમાં થતી ધ્રુજરી છે, પણ કેટલાએક વિચારો એવા પ્રકારના હોય છે કે માનસિક ભુવનના નીચલા ભાગની પ્રકૃતિદ્વારા પ્રકટ થઇ શકતા નથી, કારણકે તે વિચારો, માનસિક ભુવનના નીચલા ભાગમાં પ્રકટ થતા, ક્ષણે ક્ષણે બદલાતા, અને ક્ષણભંગુર આકૃતિઓવાળા વિચારો કરતાં વધારે સ્થાઇ ( લાંબો કાળ ટકી શકે તેવા ) હોય છે. આવા વિચારોને માનસિક ભુવનના નીચલા ભાગમાં પ્રકટ થતા વસ્તુ વિષયક (concrete) વિચારોથી જુદા પાડવા માટે ભાવવિષયક (abstract) કહેવામાં આવે છે, તેઓને પ્રકટ થવાને માટે માનસિક ભુવનના ઉપલા ત્રણ ભાગની પ્રકૃતિની ખાસ જરૂર પડે છે. કુદરતનાં છુપાં રહસ્યોપર મનન કરનાર તેમજ કુદરતમાં દૃષ્ટિએ પડતી જુદી જુદી વસ્તુઓ અને બનાવોની પાછળ રહેલું કારણ શોધનાર તત્ત્વવેત્તાઓના વિચારો આવા પ્રકારના ભાવવિષયક હોય છે. જે સદ્‌ગુણોને આપણે ચાહતા હોઇએ, તે બધાની સારભૂત એક ઉચ્ચ ભાવના જો આપણે કલ્પીએ, અને તે ભાવનાને જો આપણે ઉચ્ચ જીવન ગાળવાને પ્રેરનારી ગણીએ તો આવા સઘળા વિચારો માનસિક જીવનની ઉચ્ચ પ્રકારની પ્રકૃતિદ્વારા પ્રકટ થાય છે. તે માનસિક ભુવનના ઉપલા ભાગમાં આપણામાંના દરેકનું કારણ શરીર આપણી આખી સંસારયાત્રા દરમ્યાન રહે છે. આપણા વિચારમાંના સ્થાઇ તત્ત્વો આ કારણ શરીરમાં બંધાય છે, અને જોકે આખા દિવસમાં જે હજારો

વિચારો આપણા મનમાં પેદા થાય છે, તેની આકૃતિઓ લાંબો કે ટુંકો કાળ ટકી, ફાયદો કે નુકશાન કરી, પછી નાશ પામે છે, તોપણ તે વિચારોની પાછળ રહેલું તત્ત્વ, એટલે આપણો જીવનહેતુ, આ પણું ચારિત્ર, આ સર્વ માનસિક ભુવનના ઉપરના ભાગમાં કાયમને માટે નોંધાઇ જાય છે.

જ્યારે કરોડો વર્ષ પહેલાં આપણે ભિન્ન ભિન્ન વ્યક્તિઓ રૂપે રહેવા લાગ્યા ત્યારથી આપણામાંના દરેકનું કારણશરીર હયાતીમાં આવ્યું. અને તે આપણા જન્મમરણની પરંપરા ચાલશે ત્યાં સુધી તે ટકયાં કરશે. આ કારણથીજ કારણ 'શરીરને સૂત્રાત્મા કહેવામાં આવે છે, અને તે સૂત્ર પર આપણી દરેક જીંદગીના અનુભવ રૂપી મણકાઓ પરોવાય છે. આવી જીંદગીઓ એક પછી એક આવ્યાજ કરે છે, પણ તે સર્વ જીંદગીઓમાં આ જીવાત્માનું કારણ શરીર તો તેનું તેજ રહે છે.

માણુસ અને પશુની વચ્ચે તફાવત હોવાનું કારણ આ કારણ શરીર છે. તેમનામાં અને આપણામાં પણ એકજ પરમાત્મા રહેલો છે. તેઓનું સ્થૂળ શરીર બહુજ સારી રીતે બંધાયેલું હોય છે. તેમને વળી વાસના શરીર પણ હોય છે, અને તે મારફતે તેમને તીવ્ર લાગણીઓ થાય છે, અને કેટલાક પશુઓમાં તો માનસિક શરીર બંધાવાની શરૂઆત થાય છે. આત્મા અને શરીર તો પશુઓને પણ હોય છે પણ જ્યાં સુધી જીવાત્મા માણુસની સ્થિતિએ આવી પહોંચે નહિ, એટલે કે જ્યાં સુધી જીવાત્મા અને હલકાં શરીરોનો સંબંધ થાય નહિ ત્યા સુધી આ કારણ શરીર હયાતીમાં આવતું નથી. આ કારણ શરીરમાં રહેલા આત્માને લીધે માણુસની જુદી વ્યક્તિ બને

છે, અને તે વ્યક્તિ પોતાની ઉન્નતિને વાસ્તે જવાબદાર છે.

આપણા માણુસ તરીકેના ઉત્ક્રાંતિક્રમની શરૂઆતમાં, જ્યારે આપણે છેક 'બાળ-જીવ' હતા, અને જે પ્રાણીવર્ગની સ્થિતિમાંથી આપણે મનુષ્ય તરીકે ઉન્નતિ પામ્યા, તે સ્થિતિના કરતાં આપણે સ્હેજ આગળ વધ્યા હતા, ત્યારે આપણું આ કારણ શરીર ઘણુંજ નાનું હતું, લગભગ રંગ વગરનું, અને તે ઘણુંજ ધીમે ધીમે વધતું હતું. કારણ કે એક જન્મ પછી બીજો જન્મ આપણે લેતા ગયા, ત્યારે આ કારણ શરીરને પુષ્ટિ આપવા માટે મદદગાર થઇ પડે તેવો, નીચલા શરીરોદ્વારા મેળવેલો અનુભવ બહુજ થોડો હતો. તે સ્થિતિમાં આપણા વિચારો અને લાગણીઓ ખાનપાન અને શારીરિક સુખ મેળવવા વિષયના ઘણે ભાગે હતા. અને ઘણાં જન્મ સુધી માનસિક ભુવનના ઉપલા ભાગમાં પ્રકટ થઇ શકે તેવા વિચારો લગભગ આપણે વાસ્તે અશક્ય હતા. પણ બહુજ ધીમે ધીમે જેમ જેમ જીવાત્મા ઉત્ક્રાંતિક્રમમાં આગળ વધ્યો તેમ તેમ સારા નરસાની વિવેક શક્તિ તેનામાં ખીલવા લાગી. અને આ સૃષ્ટિનિયંતા તરીકે કોઇક દિવ્ય પુરૂષ છે, એવું તેને શિખવવામાં આવ્યું. અને આવા શિક્ષણથી તેનામાં પૂજ્યભાવ અને માનની લાગણી જાગ્રત થવા લાગ્યાં, અને તે સાથે મનની ઉચ્ચ શક્તિઓ પણ ખીલવા લાગી. અને આ રીતે વખત જતાં આ કારણ શરીરમાં ધીમે ધીમે સ્વલ્પ સ્ફુર્તિ થવા માંડી; અને તેની રૂપરેખા સ્હેજ સ્હાજ સ્પષ્ટ દેખાવા માંડી. જેઓ કારણ શરીરમાં ભાન સહિત કાર્ય કરી શકે છે, તેવા દિવ્ય દૃષ્ટિવાળાઓ પણ આ રૂપરેખા અને સ્ફુર્તિને ઘણીજ મહેનતથી જોઇ શકે છે.

આવા ઉચ્ચ શરીરના બંધારણમાં ઉપયોગી થઇ પડે તેવું આપણા વિચારોમાં હજુ પણ બહુજ થોડું તત્ત્વ છે. આપણને એમ કહેવામાં આવે છે કે આપણામાનાં ઘણા ખરાનું કારણ શરીર ઘણાજ નાજુક વાદળ અથવા પરપોટા જેવું દેખાય છે, અને આપણી વૃદ્ધિ અને ઉન્નતિની સાથે તેને બલિષ્ઠ, વિવિધ રંગોથી સુંદર, જીવન પ્રવાહથી સ્ફુરતું, તેજોમય, પ્રકાશિત, અને મોટા કદવાળું બનાવવું જોઇએ.

હવે જે માણસ ઉન્નતિક્રમમાં આગળ વધેલો હોય, જેનામાંથી માણસ જાતમાં સામાન્ય રીતે દેખાતા પાપ અને અવગુણો તદ્દન જતા રહ્યા હોય, જેના સ્વભાવમાં નિસ્વાર્થ બુદ્ધિ, પ્રેમ, આત્મભાવ, અને જ્ઞાન વૃદ્ધિ પામ્યાં હોય, અને જેનામાંથી પૂર્વભવોની સ્વાર્થવૃત્તિ અને કામવૃત્તિ નાશ પામી હોય, તેવા માણસનું કારણ શરીર ઉપર જણાવેલા બાળજીવના કારણ શરીર સાથે સરખાવીએ તો તે એમાં મોટો તફાવત જણાયા વગર રહેશે નહિ. તેની આકૃતિ તદ્દન બદલાઇ ગયેલી જણાશે. તેની રૂપરેખા હદવાળી અને સ્પષ્ટ હોય છે.

પ્રથમ દેખાતા રંગ વગરના કારણ શરીરને બદલે હવે આવા કારણ શરીરમાં પ્રેમ, ભક્તિ અને જ્ઞાનના ગુલાબી, વાદળી અને પીળા રંગો સ્ફુરતા જણાશે. આપણે ખાસ સ્મરણમાં રાખવું ઘટે છે કે 'બાલજીવ' ના વાસના શરીરમાં દેખાતા ચીતરી ચડે તેવા રંગો 'બાળજીવ' ના કારણ શરીરમાં બીલકુલ હોતા નથી. તેનું કારણ એ છે કે જે કાંઇ અશુભ અથવા દુષ્ટ હોય, તે કારણ શરીરમાં કદાપિ પ્રવેશ કરી શકે નહિ. કારણ કે માણસે મેળવેલા અનુભવના શુભ તત્ત્વોનોજ તે ભંડાર છે; અને શુભ તત્ત્વ સિવાય કાંઇ પણ

તેના અંધારણમાં કામ લાગતું નથી. જો તેનામાં ઉચ્ચ પ્રકારના શુભ તત્ત્વો બહુજ થોડાં હોય તો તેના કારણશરીરમાં રહેલા રંગોની આછાશથી તે વાત સ્પષ્ટ જણાશે.

આપણા આ કારણ શરીરની ઉન્નતિ આપણે કેવી રીતે કરી શકીએ, તેવો પ્રશ્ન પુછવાને કદાચ તમે પ્રેરાશો. કારણ શરીરની ઉન્નતિ માટે કોઈ સીધો અને સરલ માર્ગ નથી. પણ જેમ જેમ આપણાં નીચલાં શરીરો આપણે સુધારતા જઇએ, અને જેમ જેમ આપણું ચારિત્ર શુદ્ધ, ઉમદા અને વિવેકમય બનાવતા જઇએ, તેમ તેમ આપણા કારણશરીરમાં વૃદ્ધિ અને સુધારો થયા વગર રહેશે નહિ. આપણી ઉચ્ચ ભાવનાઓ, અને અભિલાષાઓ, તેમજ ઉમદા પ્રકારની લાગણીઓ, અને સંગીતશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, ચિત્રકળાનું રહસ્ય જાણવાની શક્તિઓ, આ સર્વ કારણ શરીરની ઉન્નતિમાં સહાય કર છે. જ્યારે જ્યારે સ્વાર્થ રહિત પ્રેમના વિચારો આપણે કરીએ છીએ, કોઈની સેવા કરવા ઇચ્છીએ છીએ, જ્યારે જ્યારે બીજાનું કલ્યાણ કરવાને આત્મભોગ આપીએ, ત્યારે ત્યારે આપણે એવી શક્તિને જન્મ આપીએ છીએ કે જે શક્તિ માનસિક ભુવનના ઉપલા ભાગમાંજ પ્રકટ થઇ શકે, અને તેથી તે ઉચ્ચ ભુવનપર રહેલા શરીરના રંગમાં આપણે વધારો કરીએ છીએ. ખરી વાત છે કે તે શરીરની ઉન્નતિ ઘણીજ ધીમે ધીમે થાય છે, પણ આપણામાં સઘળા અવગુણો, ખામીઓ, અને નિર્બળતા છતાં પણ ઉચ્ચ જીવન ગાળવાનો જો આપણો દૃઢ નિશ્ચય હોય, અને સત્ય અને કલ્યાણના વિચારને બદલે જો સ્વાર્થી મોજ મઝાના વિચારમાં આપણી જીંદગી વ્યર્થ ગુમાવીએ નહિ તો તેનું અનિવાર્ય પરિણામ એ આવે છે કે

જ્યારે આ સ્થૂળ જીવનનો અંત આવે છે ત્યારે આપણા કારણ શરીરની ઉન્નતિમાં સહાયભૂત થઇ પડે તેવું કાંઇક આપણામાં જણાય છે: એટલે કે સ્વાર્થ રહિત ભાવનાઓ, અને પ્રેમભર્યા વિચારનાં બીજથી આ લાંબો કાળ વિશ્રાંતિ લીધા પછી જ્યારે આત્મા સ્થૂળ ભુવનપર ફરીથી અનુભવ લેવા સારૂ આવવા માટે નીચલાં ભુવનોની પ્રકૃતિ-માંથી પોતાનાં શરીરો બનાવવા માંડે છે, ત્યારે પૂર્વજન્મની તેનાં હૃદય અને મનની શક્તિઓ કરતાં વધારે ખીલેલી શક્તિઓ પોતાના કારણશરીરરૂપ ખજાનામાંથી નીચે લેઇ આવે છે, અને નવા જન્મમાં પોતાના શાશ્વત આત્માને વધારે સમર્થ બનાવવાને માટે પ્રથમના કરતાં વધારે ઉચ્ચ ગુણો મેળવવાને તે પ્રયત્ન કરી શકે છે. આમ કરતાં કરતાં તે એવી સ્થિતિએ આવી પહોંચે છે કે જ્યાં તેનું આ કારણશરીર એક તેજોમય ગોળા જેવું થાય છે, તેના રંગો ઘણા ચળકતા હોય છે, અને માણસ જાતને સારૂ પ્રેમ અને સદ્ભા-વનાં કિરણો તેમાંથી દરેક દિશામાં સ્ફુરે છે.

આ કારણશરીર કરતાં પણ ઉચ્ચ પ્રકારનાં શરીરો, બુદ્ધિશરીર અને આત્મિક કે નિર્વાણિક શરીર છે; પણ આ શરીરો વિષે હાલ આપણું જ્ઞાન બહુજ અલ્પ છે. કારણ કે આવાં શરીરો પૂર્ણતા પ્રાપ્ત કરેલ મહાત્માઓ પોતાનાં સાધન તરીકે વાપરે છે. તે મહાત્માઓએ પોતાની હલકી વૃત્તિઓને સંયમમાં આણી છે, અને જે પ્રણાલિકા (channel) દ્વારા દિવ્ય જીવનપ્રવાહ પુરેપુરી રીતે વ્યક્ત થઇ શકે તે પ્રણાલિકા તરીકેજ તેઓ કામ કરે છે.

## પ્રશ્નો.

૧. વાસના શરીર અને માનસિક શરીર કરતાં વધારે ઉચ્ચ

શરીરો વિષે શું તમે સાંભળ્યું છે ? તેમનાં નામ આપો.

૨. જીવાત્માનું ખાસ શરીર શું છે ? આ વિશ્વના કયા ભુવનપર તે માલુમ પડે છે ?

૩. કારણ શરીર એ નામની સાર્થકતા સિદ્ધ કરો ?

૪. માણસ અને પ્રાણીવર્ગ વચ્ચે મોટો તફાવત શો છે ?

૫. સત્રાત્મા એ શબ્દનો અર્થ પુરેપુરી રીતે સમજાવો.

૬. કારણ શરીર મારફતે કયા પ્રકારના વિચાર પ્રકટ થઇ શકે છે ?

૭. કારણ શરીરની સ્થિતિની શી અસર પછીના જન્મ ઉપર થાય છે ?



## પ્રકરણ ૧૦ મું.

### મરણ પછીની સ્થિાત.

મરણ ! આ જગતમાં આ શબ્દ ઘણાખરા માણસોને કેટલો બધો દિલગીરી સૂચક છે ! તે શબ્દની સાથેજ આપણા મનમાં શોક, દિલગીરી, અને ભયના વિચારો એકાએક સ્ફુરી આવે છે, અને મરણ એ કોઇ ભયજનક અને અગમ્ય વસ્તુ હોય એમ માનવામાં આવે છે.

પણ સર્વ દેશમાં આમ નથી. દાખલા તરીકે હિંદુ અને બૌદ્ધ ધર્મ પાળનાર લોકો મરણને આવી રીતે ગણતા નથી. તેઓ તેને ભયંકર શત્રુરૂપ ગણતા નથી. તેમજ તે વિષે જેમ બને તેમ બેદરકાર રહેતા નથી. પણ જન્મ અને વૃદ્ધિની માફક મરણને પણ તેઓ મનુષ્યજીંદગીમા બનતા સામાન્ય બનાવરૂપ લેખે છે. અથવા ખરૂં કહીએ તો તેઓ તેને, આ સ્થૂળ ભુવનના કેદખાનામાંથી મુક્ત કર,

નાર, અને ઉચ્ચ ભુવનનો દરવાજો ખુલ્લો કરી આપનાર મિત્રસમાન ગણે છે. કારણકે આ ધર્મના અનુયાયીઓ ભગવદ્‌ગીતામાં કહ્યા પ્રમાણે માને છે કેઃ—

**जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ॥**

જન્મ લેનારને વાસ્તે મરણ નક્કી છે, અને મરી ગયેલાને વાસ્તે જન્મ નક્કી છે.

ખ્રીસ્તી ધર્મમાં પુનર્જન્મનો સિદ્ધાંત કેટલાક સમયથી નાબુદ થઈ ગયો છે. તેથી પાશ્ચાત્ય દેશના લોકોની સ્થિતિ બહુ દયાજનક થઈ પડી છે. મનુષ્યને ફક્ત એકજ જીંદગી છે, અને તે પછી તે એવી સ્થિતિમાં જાય છે કે જેને વિષે આપણે કાંઈ ખ્યાલ બાંધી શકીએ નહિ. આ વિચારને લીધે મૃત્યુ એ અત્યંત દિલગીરી અને ઉદાસી ઉત્પન્ન કરનાર પ્રસંગ ગણવામાં આવે છે, પણ આપણે જેઓ આ થીઓસોફીનો અભ્યાસ કરીએ છીએ, તેઓએ તો મરણ એ ભયંકર વસ્તુ છે, મરણ એ ત્રાસ ઉપજાવનાર છે, અને મરણ વિષે જેમ વિચાર ન થાય તેમાંજ લાભ છે એવા પ્રકારના વિચારોને હૃદયમાં લાવવા જોઇએ નહિ. કારણ કે પ્રથમના પ્રકરણોદ્વારા આપણે એટલું તો ચોક્કસ શિખી ગયા છીએ કે આપણે શરીરો નથી. હવે આપણે એવું સમજતા શીખીએ છીએ કે આપણે આ સ્થૂળ ભુવન ઉપર સ્થૂળ શરીરમાં કામ કરીએ, અગર બીજા ભુવનમાં તે ભુવનને લગતા શરીરમાં કામ કરીએ, છતાં તેથી આપણા હિતમાં બન્ને લગભગ સરખી બાબતો છે. સ્થૂળ શરીરના અભાવથી જો કાંઈ પણ ભેદ જણાય તો તે ભેદ આપણા હિતમાં છે, કારણ કે, જેમ આપણે ઓછી ઉપાધિઓ—શરીરો—દ્વારા કામ

કરવાનું હોય, તેમ આપણે વધારે છૂટથી અને વધારે લાભકારક રીતે આપણું કામ બજાવી શકીશું. આપણે મન તો મરણ આ વિશ્વના બીજા ભુવનપર જન્મરૂપજ હોવું જોઇએ. કારણ કે ત્યાં જો કે આપણું કામ આ દુનિયામાંના આપણા કામથી કદાચ ભિન્ન પ્રકારનું હોય, તોપણ આપણે તે આપણેજ રહીશું, અને આ સ્થૂળ ભુવનની માફકજ આપણે ત્યાં પણ લાગણીઓ બતાવીશું,' વિચાર કરીશું, પ્રેમ દર્શાવીશું, અને કાર્ય કરીશું.

મરણ પછીની સ્થિતિ સંબંધી આપણને કોઇ કાંઇ કહી શકે નહિ એવી તમારા મનમાં કદાચ શંકા થશે. આ તમારો વિચાર ભૂલ ભરેલો છે, કારણ કે દુનિયાના જુદા જુદા ભાગોમાં એવા ઘણા લોકો છે કે જેમને સાધારણ રીતે 'મરી ગયેલા' કહેવાતા તેઓના મિત્રોના મરણ પછીના અસ્તિત્વની તેમજ સુખની સાબીતીઓ મળેલી છે. જે લોકોએ સ્થૂલ શરીરનો ત્યાગ કરી ગયેલા પોતાના મિત્રોને જોયા છે, તેવા લોકો પાસેથી આ સંબંધની ખરી બનેલી વાતો એકઠી કરીને ઘણા લેખકોએ પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. અને સ્થૂળ શરીરમાં વસતા પોતાના મિત્રોને મળવાને માટે ભુવર્લોકમાંથી પ્રેતો પાછા આવેલા છે, તે સંબંધમાં જોઇએ તેટલો પુરાવો મોજુદ છે.

મરણ પછીની સ્થિતિ સંબંધી હેવાલ આપી શકે તેવા પણ કેટલાક પુરૂષો આ સ્થૂળ ભુવનમાં વસે છે. મરી ગયેલા મનુષ્યોએ ભુવર્લોકમાંથી આણેલા સંદેશા ઉપરથી તેઓ આપણને આ હેવાલ આપે છે એમ નથી, પણ તેઓ જાતેજ પોતાની ઇચ્છા પ્રમાણે પોતાના સ્થૂળ શરીરમાંથી બહાર નીકળી ઉચ્ચ ભુવનોમાં જઈ શકે છે, અને ત્યાં જે કાંઇ તેમના જોવામાં આવ્યું હોય, તે આપણને

જણાવવા માટે આ સ્થૂળ ભુવનપર પાછા ફરી શકે છે. આ લોકોએ આપેલો મરણ પછીની સ્થિતિનો હેવાલ જ્યારે આપણે તપાસીએ છીએ, ત્યારે આપણને જણાય છે કે તેઓની હકીકત એકંદર દુનિયાના ધર્મગ્રન્થોમાં વર્ણવેલી મરણ પછીની સ્થિતિની સાથે મળતી આવે છે.

વળી આપણુને જણાય છે કે જે બાબતો આપણને પહેલાં સમજવી કઠણ લાગતી હતી તે આ લોકોએ જણાવેલી હકીકતની મદદથી સહેલાઇથી સમજાય છે. તેઓનું કથન વાજબી લાગે છે એટલુંજ નહિ પણ તે આપણુને આશા આપનારૂં અને ઉત્સાહજનક છે. તેથી આપણને એમ લાગે છે કે આ લોકોનું કહેવું ઘણું કરીને ખરૂં હોવું જોઇએ. આપણે તેમના ઘણા આભારી થઇએ છીએ, કારણ કે મરણ વિષેનો છુપો ભેદ અને ભય તેમણે દૂર કર્યો છે, અને મરણ એ ધાસ્તી રાખવા જેવો બનાવ નથી, પણ તેથી ઉલટું તે વધારે વિશાળ અને સુખી જીંદગીના પ્રદેશમાં દાખલ થવા માગનો દરવાજો છે, એવો વિચાર આપણા મનમાં તેઓએ ઉત્પન્ન કર્યો છે.

જે લોકો ભુવર્લોક અને માનસિક ભુવનપરની જીંદગી તપાસી જોવાનું સામર્થ્ય ધરાવે છે, તે લોકો મરણ પછીની સ્થિતિ સંબંધી આપણને શું કહે છે તે આપણે હવે વિચારીએ.

તેઓ આપણુને પ્રથમ એ જણાવે છે કે જીવાત્મા શાશ્વત છે, અને અવિનાશી છે. તેની સ્થિતિ બદલાય, પણ તેનો કદાપિ નાશ થઇ શકતો નથી. આપણે આત્માને જોઈ શકતા નથી, પણ જે શરીરમાં તે વસે છે તે શરીરનેજ આપણે જોઇ શકીએ છીએ, અને જ્યારે કોઈ શરીર નાશ પામે છે ત્યારે આપણે કહીએ છીએ કે

અમુક માણસ અથવા વૃક્ષ અથવા પ્રાણી મરણ પામ્યું છે; અને જેને આપણે જાણતા હતા તે નાશ પામ્યું છે, અથવા અદૃશ્ય થયું છે, એમ આપણને લાગે છે. પણ ખરી વાત તો એ છે કે શરીરની અંદર રહેલો જીવાત્મા જીંદગીની કોઇ બીજી સ્થિતિમાં પસાર થયો છે. અને જે શરીર મારફતે તે કામ કરતો હતો, તે શરીરનું કામ પુરૂં થવાથી, તે શરીર પોતાના તત્વોમાં વિખરાઈ જાય છે.

આ અમર જીવાત્મા આ આપણા વિશ્વમાં જુદા જુદા શરીરોમાં નિરંતર રહે છે, અને તે શરીરોદ્વારા જુદાં જુદાં ભુવનો પર અનુભવ મેળવે છે. ઘણા પ્રાચીન કાળમાં ધીમે ધીમે નીચેથી ઉન્નતિ પામતાં આવેલાં શરીરો અને શાસ્વત આત્માની વચ્ચે એ કોડારૂપે કારણ શરીર બંધાયું, અને જ્યારે તે કારણ શરીરમાં આત્માના દિવ્ય અંશે પ્રવેશ કર્યો, તે સમયથી આપણે જુદી જુદી વ્યક્તિ તરીકે રહેવા લાગ્યા, અને ભવિષ્ય તરફ દૃષ્ટિ કરતાં ઘણા કાળ પછી એવો સમય આવશે કે જ્યારે આપણામાંના ઘણાખરા આ મન્વંતરમાં પ્રાપ્ત થઇ શકે તેવી ઉચ્ચ સ્થિતિને પામ્યા હઇશું, અને તે વખતે આપણે વ્યક્તિ તરીકે રહેતા અટકી અંતર્યામી પરમાત્મા સાથે ઐકય પામીશું, અને આ વિશ્વમાં જે કાંઇ હયાતી ભોગવે છે, તેની સાથે ભાન સહિત તન્મય થઇ જઇશું.

પણ જો કે આ વાત ખરી છે, અને યાદ રાખવી ઘટે છે, તોપણ એ વાત પણ ભુલવી જોઇતી નથી કે અનન્ત જીવનના કેટલાક કાળવિભાગ પાડવામાં આવ્યા છે. અને અમુક વ્યક્તિની જીંદગીનો આ કાળવિભાગ—અથવા કેટલીકવાર કહેવામા આવે છે તેમ જીવનચક્ર—પ્રમાણે વિચાર કરવો સુગમ પડે છે. આ દરેક કાળ-

વિભાગને કારણશરીરરૂપી સૂત્રાત્મામાં પરોવેલા મણકા તરીકે ગણી શકાય. જ્યારે માનસિક ભુવનના ઉપરના ભાગમાં રહેલો જીવાત્મા નીચલાં ભુવનોપર જીંદગી ગાળવાને ઇચ્છે છે, ત્યારે ઉપર કહેલું એક જીવનચક્ર શરૂ થાય છે. પછી તે નીચલાં ભુવનોપર ઉતરતો જાય છે, અને એક પછી એક પોતાની આસપાસ માનસિક શરીર, વાસના શરીર અને સ્થૂળ શરીર અનુક્રમે ધારણ કરે છે. જ્યારે આ સ્થૂળ શરીર દુનિયામાં પ્રકટ થાય છે, ત્યારે તે જીવાત્મા પૃથ્વીપર જન્મ્યો એમ કહેવાય છે, અને પછી તે બાળ યુવાન્ અને વૃદ્ધ બનતો જાય છે, અને આખરે વખત જતાં તેનું સ્થૂળ શરીર નાશ પામે છે, અને તે ભુવર્લોક અને માનસિક ભુવનમાં પસાર થઈને કારણ શરીરમાં પાછો આવે છે. આ પ્રમાણે દરેક જીવનચક્રના બે વિભાગ પાડી શકાય. તેમાં સ્થૂળ શરીરની બહાર ગાળેલો સમય સ્થૂળ શરીરમાં ગાળેલા સમય કરતાં બહુજ લાંબો હોય છે, કારણ કે સ્થૂળ શરીરનો વખત વધારેમાં વધારે ૯૦ કે ૧૦૦ વર્ષનો હોય છે, પણ સ્થૂળ ભુવનપરના બે જન્મ વચ્ચે એક હજાર અને તે કરતાં પણ વધારે વર્ષ વ્યતીત થાય છે; માટે જો આપણે એમ માનીએ કે આપણી અનન્ત જીંદગીનો સ્થૂળ ભુવનપર ગાળેલો સમય વધારે લાંબો છે તો તેમાં આપણી મોટી ભૂલ છે. મુકાબલે સ્થૂળ જીવનનો સમય ઘણોજ અલ્પ છે, પણ તે બહુજ અગત્યનો છે, કારણ કે તેનો આપણે જે રીતે ઉપયોગ કરીએ તે ઉપર ઘણે ભાગે આપણી ઉન્નતિની શીઘ્રતાનો, તેમજ આ તેમજ ઉચ્ચ ભુવનોમાં આપણને મળતા સુખ દુઃખનો આધાર રહેલો છે.

જ્યારે આપણે મરણ પામીએ છીએ એટલે કે જ્યારે કોઇપણ

કારણથી—રોગ વૃદ્ધાવસ્થા અથવા અકસ્માતથી—આ સ્થૂળ શરીર જીવાત્માને વસવાના સાધન તરીકે નિરૂપયોગી થાય છે, અને તે તેમાંથી નીકળી જાય છે, અને તે શરીર વિખરાઇ જઇ તેના પરમાણુઓ પોતપોતાનાં તત્ત્વોમાં ભળી જાય છે, ત્યારે આપણું શું થાય છે? તમને યાદ હશે કે સ્થૂળ શરીર છાયા શરીર અને ઘટ શરીર—એ બે ભાગનું બનેલું છે. અને આ બે ભાગ એક નાજુક તન્તુથી આખા સ્થૂળ જીવન દરમ્યાન જોડાયેલા રહે છે. જ્યારે જીવાત્મા મરણ સમયે હમેશને વાસ્તે આ સ્થૂળ શરીરમાંથી નીકળી જાય છે ત્યારે ઘટ શરીર અને છાયા શરીર વચ્ચેની આ દોરી કાપી નાંખવામાં આવે છે.

અને તેથી જીવાત્મા ઉંઘમાંથી જાગ્રત્ થયા પછી દર સવારે ઘટ શરીરમાં પ્રવેશ કરી શકતો હતો તેમ હવે બીલકુલ પ્રવેશ કરી શકતો નથી. આપણને એમ કહેવામાં આવ્યું છે કે જેને આપણે 'મરણુ' કહીએ છીએ, તે બનાવ પછી થોડા વખત સુધી માનસિક શરીર, વાસના શરીર અને છાયા શરીરમાં લપેટાયેલા જીવાત્માને પોતાની આસપાસ શું થાય છે તેનું બીલકુલ ભાન હોતું નથી. આ અરસામાં તે ધીમે ધીમે સ્થૂળ ભુવનનો ત્યાગ કરતો જાય છે, અને ઘટ શરીરનો ત્યાગ કર્યા પછી કેટલાક કલાકે તે છાયા શરીર પણ ત્યજી દે છે. પછી તે છાયા શરીર ધીમે ધીમે વીખરાઇ જાય છે.

મરણ દ્વારમાંથી પસાર થયેલા જીવાત્માને જ્યારે ભુવર્લોક પર ભાન આવે છે, ત્યારે પોતે મરી ગયો છે, એ બાબતનો ખ્યાલ ઘણાકને તો આવતો પણ નથી. કારણ કે જે પદાર્થો તેમજ માણસોને તે સ્થૂળ ભુવન પર જોતો હતો તે સર્વને ત્યાં પણ તે જુએ છે.

તોપણ જ્યારે તે પોતાના મિત્રોની સાથે વાત કરવાનો પ્રયત્ન કરે છે, ત્યારે પોતાનામાં કાંઇક ફેરફાર થએલો તેને જણાય છે. તે બોલે છે પણ તેના મિત્રો તેને જવાબ આપતા નથી. તે તેમને અડકે છે, પણ તેઓને તે સ્પર્શનું ભાન થતું નથી. જે કોઇને એમ શીખવવામાં આવ્યું હોય કે મરણ પછી આપણે એક એવી દુનિયામાં જઇએ છીએ છે કે જ્યાં સર્વ વસ્તુઓ આ ભુવનપરની વસ્તુઓ કરતાં ભિન્ન પ્રકારની હોય છે. તેવા માણસને જ્યારે એમ જણાય કે તે પરિચિત ચીજો અને લોકોની વચ્ચે છે છતાં તેની આસપાસના લોકોને તે ભુવન પરના પોતાના અસ્તિત્વનું ભાન તે કરાવી શકતો નથી, ત્યારે તેના મનમાં કેટલો બધો ગભરાટ થતો હશે તે તમે તમારી કલ્પના શક્તિથી વિચાર કરશો.

પણ આપણે આ વિશ્વનાં બીજાં ભુવનો વિષે કાંઇક શીખ્યા છીએ અને જાણીએ છીએ કે એક ભુવનપર કામ કરવાને માટે ધારણ કરેલા શરીરમાંથી બહાર નીકળી જઇ બીજા ભુવનપરના શરીરદ્વારા કાર્ય કરવા માંડવું, એજ મરણનો અર્થ છે. આ જ્ઞાન આપણને મળેલું હોવાથી, જ્યારે આપણે આવી સ્થિતિમાં મુકાઇશું ત્યારે આપણે જાણી શકીશું કે આપણે આપણને એટલા બધા પરિચિત સ્થૂળ શરીરનો ત્યાગ કર્યો છે અને જે પદાર્થો તેમજ માણસોને આપણી આસપાસ જોઇએ છીએ, તે સ્થૂળ ભુવનપરના આપણને જાણીતા પદાર્થો અને લોકોની એસ્ટ્રલ પ્રકૃતિનાં પ્રતિબિમ્બો છે. તે વખતે આપણને કદાચ યાદ આવશે કે આપણા જીવતા મિત્રોનું ધ્યાન ખેંચવાનો પ્રયત્ન કરવો તે વ્યર્થ છે, કારણકે તેઓ તો સ્થૂલ શરીરમાં રહેલા છે; અને તેથી તેઓને આપણી હાજરીનું ભાન નથી.

એવીજ રીતે આપણે જ્યારે જીવતા હતા ત્યારે જે લોકોને મરી ગયેલા કહેતા, તેમની હાજરીનું આપણને ભાન ન હતું; આમ છતાં પણ સુભાગ્યે આપણા પ્રેમના વિચારોથી આપણે તેમનું કલ્યાણ કરી શકીએ છીએ, ત્યારે આપણે જરૂર તેવા પ્રેમના વિચારો તેમના પ્રત્યે મોકલીશુંજ અને આપણા મરણથી તેમને થયેલો શોક આપણે ઓછો કરીશું. અને પછી જે ભુવનમાં આપણે આવેલા છીએ, તે ભુવન તરફ આપણું લક્ષ દોરાશે, અને તે ભુવનમાં ઉપયોગી થવાનો, અને જે વધારે સુખી સ્થિતિ આપણને ભવિષ્યમાં મળવાની છે તે તરફ ઉતાવળે જવાનો આપણે પ્રયત્ન કરીશું.

એમ કહેવાય છે કે મરણ પછી આપણા વાસના શરીરમાં એક વિચિત્ર પ્રકારનો ફેરફાર થાય છે. જ્યારે આપણે સ્થૂળ શરીરમાં જીવતા હોઇએ છીએ ત્યારે આપણા વાસના શરીરના જુદા જુદા પ્રકારના પરમાણુઓ એક બીજા સાથે સેળભેળ થયેલા હોય છે, તે વાસના શરીર સ્થૂળ શરીરની આસપાસ કેટલેક દૂર સુધી ફેલાયલું હોય છે, અને તે વાદળા અથવા રૂના ઢગલા જેવા દેખાવનું હોય છે. તેને બદલે મરણ પછી જુદા જુદા પ્રકારના પરમાણુઓ જુદા પડી જાય છે, અને સૌથી વધારે ઘટ પરમાણુઓ છેક બહારની બાજુએ ગોઠવાય છે, તેનાથી ઓછા ઘટ તેની અંદર ગોઠવાય છે, અને આ રીતે સૌથી વધારે સૂક્ષ્મ છેક મધ્યમાં આવે છે. જેવી રીતે ડુંગળીનાં પડ એક ઉપર એક ગોઠવાઇ રહેલાં હોય છે તેવી રીતે મરણ પછી વાસનાશરીરની સ્થિતિ થાય છે. જે માણસની વાસનાઓ ઘણી હલકી અને તીવ્ર હોય છે તેના વાસના શરીરમાં હલકા પ્રકારની એટલે ઘટ પ્રકૃતિ બહુજ મોટા પ્રમાણમાં હોય છે.

પણ જેમ જેમ માણસ વધારે પવિત્ર હોય તેમ તેમ તેના વાસના શરીરમાંની પ્રકૃતિ વધારેને વધારે સૂક્ષ્મ કે ઉચ્ચ પ્રકારની હોય છે.

વાસના શરીરનાં પડો જીવાત્માને કામલોકમાં પકડી રાખે છે. તે પડો જેમ જેમ જલ્દીથી વિખરાઈ જાય, તેમ તેમ તે જીવાત્મા ઝડપથી સ્વર્ગ તરફ પ્રયાણ કરી શકે છે. જેમ જેમ જીવાત્માની પાર્થિવ વસ્તુઓ માટેની હલકા પ્રકારની ઇચ્છાઓ અને તૃષ્ણાઓ નાશ થતી જાય છે, તેમ તેમ વાસના શરીરનાં ઘટ પડ ખરી પડે છે, અને તેથી જાણે કે જીવાત્માને સ્વર્ગ તરફ ઉડવાને પાંખો આવતી હોય તેની સ્થિતિ થાય છે. આ દુનિયામાં જે માણસોએ હલકી અને ખોટી ઘણી ઇચ્છાઓ કરી હોય, તેમના વાસના શરીરમાં કામલોકના નીચલા વિભાગમાંની ઘણી પ્રકૃતિ ખેંચાઈ આવી હશે. અને તેવીજ ઇચ્છા અને વાસનાવાળા લોકોની સાથે તેઓને તે વિભાગમાં રહેવું પડશે. આખરે જ્યારે તેઓને જણાશે કે આ કરતાં પણ વધારે સારી સ્થિતિએ તેમને જઇ પહોંચવાનું છે, અને જ્યારે તેઓ પોતાના વિચારો ઉચ્ચ ભુવન તરફ દોરશે ત્યારે તેઓ આગળ વધશે.

જ્યારે તેઓ આ પ્રમાણે વર્તવા લાગશે કે તરતજ તેમને મદદ કરવાને અને સીધે માર્ગે દોરવાને માટે કોઇક તેમના કરતાં વધારે જ્ઞાનવાળો માણસ નક્કી મળશે. અને તેઓનો અંતર્યામી આત્મા તેમને પોતાના ભુવન તરફ ઉપર ખેંચવાને પ્રયત્ન કરતો હોવાથી, તેઓ ઘણું કરીને બહુ જલ્દીથી ઉપરના ભુવનપર જઇ પહોંચશે. જ્યાંસુધી તેઓ આ દુનિયાના સુખ અને ઉપભોગ શોધે છે, અને સ્થૂળ શરીરમાં વસતા ( જીવતા ) લોકોનું ધ્યાન પોતાના

તરફ ખેંચવાને પ્રયત્ન કરે છે, અને પાછળ મુકી દીધેલી આ દુનિયાની મોજ પોતાના સંબંધીઓના શરીરોદ્વારા ભોગવવાનો પ્રયત્ન કરે છે, ત્યાંસુધી આ કામલોકમાં રહેલા જીવાત્માઓ ઘણી જલ્દીથી આગળ વધી શકતા નથી.

મહાત્માઓના જે ચેલાઓ તેમજ શિષ્યો સ્થૂળ શરીરમાંથી છુટા પડીને કામલોકમાં વસનારા જીવાત્માઓને સ્વર્ગલોક તરફ જવાને મદદ કરે છે, તેમના ઉપદેશ તેમજ મદદનો પણ તેઓ બહુ લાભ લેઇ શકતા નથી, પણ જેનામાં શુભ લાગણીઓનો કાંઇ પણ અંશ હોય છે, જેણે બીજા કોઇ તરફ પ્રેમ અથવા દયાની કાંઇ પણ લાગણી બતાવી હોય છે, તેવો દરેક માણસ સ્થૂળ શરીરનો ત્યાગ કર્યા પછી અન ભુવર્લોકમાં લાંબો કે ટુંકો સમય ગાળ્યા પછી સ્વર્ગલોકનુ પૂર્ણ સુખ અને શાંતિ ભોગવવાને આ કામલોકમાંથી નક્કી જાય છે.

આ સ્વર્ગલોકનો વિચાર આવતા પ્રકરણમાં આપણે કરીશું. હાલતો આપણે એટલું યાદ રાખવું ઘટે છે કે મરણ પહેલાં આપણે હતા તેના તેજ મરણ પછી પણ આપણે રહીએ છીએ. આપણા વિચારો અને વાસનાઓ પણ તેવાંને તેવાંજ રહે છે. પણ જો આપણે આ સ્થૂળ ભુવનપરની આપણી જીંદગીમાં આપણા મનોવિકારોને સંયમમાં રાખવાનો પ્રયત્ન કર્યો હોય, અને બીજાઓ તરફ દયાની લાગણી ધરાવી અને માયાળુ રીતે વર્ત્યા હોઇએ તો આપણને બીક રાખવાની જરૂર નથી. પણ જે કામલોકમાં થઇ આપણે આગળ જવાનું છે તે કામલોકને કામ કરવાના અને જ્ઞાન સંપાદન કરવાના નવા પ્રદેશરૂપ ગણવો જોઇએ, અને જે સ્વર્ગના સુખનો માણસને ખ્યાલ આવ્યો નથી, તે સ્વર્ગમાં પ્રવેશ કરવાના દ્વાર આગળના પ્રદેશરૂપ તે કામલોકને આપણે ગણીશું.

### પ્રશ્નો.

૧. મરણનો ભય આપણે શા સારૂ રાખવો ન જોઇએ ?
૨. મરણ પછીની સ્થિતિ સંબંધી શું આપણે કાંઇ જાણી શકીએ ?
૩. જ્યારે સ્થૂળ શરીર નાશ પામે છે ત્યારે જીવાત્માનું શું થાયછે?
૪. કામલોક એટલે શું ? તેનું બીજું નામ આપો.
૫. મરણ પછી ભુવર્લોકમાં રહેવાથી આપણને શો લાભ છે ?
૬. ઉચ્ચ ભુવન તરફ જીવાત્મા જઇ શકે તે પહેલાં શું થવું જોઇએ ?

---

## પ્રકરણ ૧૧ મું.

### સ્વર્ગ લોક,

જે લોકોએ આ દુનિયામાં પોતાનું જીવન સદ્‌ગુણમય ગાળ્યું હોય, તેવા માણસોને પ્રાપ્ત થતી પૂર્ણ સુખની સ્થિતિ વિષેનું વર્ણન આ જગતમાંના સર્વ મહાન્ ધર્મોમાં આપણને માલૂમ પડે છે. જો કે જુદા જુદા ધર્મોમાં આ સ્થિતિને જુદાં જુદાં નામ આપવામાં આવ્યાં છે, પણ સર્વે ધર્મો તેને એવા પ્રકારની સ્થિતિ તરીકે વર્ણવે છે કે જેમાં સારા માણસના મનની ઉમેદ પાર પડે છે, અને તે પૂર્ણ સંતોષ મેળવે છે.

ધારો કે તમારો જન્મ હિંદુકુળમાં થયો હોય, અને હિંદુ ધર્મનું શિક્ષણ તમને મળ્યું હોય તો તમે સ્વર્ગ વિષે જ્ઞાન મેળવ્યું હોત. તે સ્વર્ગ સુખનો પ્રદેશ છે, અથવા દેવતાઓને રહેવાનું સ્થાન છે, અને સુખ મેળવવાને માટે લાયક હોય તેવા લોકો મરણ પછી ત્યાં માલૂમ પડે છે. જો તમે ખ્રીસ્તી તરીકે પાશ્ચાત્ય દેશમાં જન્મ્યા

હોત તો તમે શીખ્યા હોત કે આ દુનિયામાં જે લોકો સારી રીતે રહ્યા હોય તેઓ હેવન—સ્વર્ગમાં જાય છે, અને ત્યાં તેઓ ઘણાજ સુખી થાય છે. પ્રાચીન નોર્સધર્મમાં તે સ્થાનને વાલહાલા (સ્વર્ગ) કહેતા. અને ત્યાં તેમના શૂરવીર જીવો પૂર્ણ સુખ મેળવવાની આશા રાખતા હતા. આ લોકમાં જે લોકોએ સદ્‌ગુણી જીવન ગાળ્યું હોય તે લોકોને બદલા તરીકે મળતી સુખની સ્થિતિનું વર્ણન દરેક ધર્મમાં ઉપર જણાવ્યા મુજબ માલૂમ પડે છે.

જ્યારે કોઇ વિચાર દુનિયામાં સર્વત્ર ફેલાયેલો માલૂમ પડે, તેમજ તદ્દન જુદા જુદા પ્રકારના લોકોમાં, અને જુદા જુદા કાળમાં પ્રચલિત જણાય ત્યારે તે બાબત આધાર વગરની નથી એમ આપણે ખાતરી રાખવી. વળી થીઓસોફીના જે અભ્યાસીઓએ આ વિશ્વના ઉચ્ચ ભુવનોમાં જોવાની શક્તિ ખીલવેલી છે, તેઓએ દુનિયાને કરેલા ઘણા અમૂલ્ય ઉપકારમાંનો એક એ છે કે તેઓએ સ્વર્ગમાંની આ સુખી જીંદગીની સ્થિતિના સંબંધમાં બહુજ અજવાળું પાડયું છે, અને દુનિયાના જુદા જુદા ધર્મોએ આ સુખી સ્થિતિ વર્ણવવાને જે જે પ્રયત્નો કર્યા છે, તેમાં રહેલું સત્ય શું છે તે આ અભ્યાસીઓએ બતાવી આપ્યું છે.

આગળ જણાવેલી એક બાબત તમને યાદ હશે કે કામલોક—પર વાસના શરીરમાં રહેલો જીવાત્મા જેમ જેમ ધીમે ધીમે આ પૃથ્વીપરની વસ્તુઓને ઇચ્છતો અટકે છે, અને ઉચ્ચ ભુવન (સ્વર્ગ) તરફ પોતાનું લક્ષ દોરવતો જાય છે તેમ તેમ એસ્ટ્રલ પ્રકૃતિના જે ખોખામાં તે બંધાયેલો છે, તે ખોખાના પરમાણુઓ ધીમે ધીમે ખરવા માંડે છે, અને આખરે તે ખોખું તદ્દન નાશ પામે છે, અને

આ રીતે આગળ જવાને માટે તે છુટો થાય છે. તે કામલોકમાં રહેનાર જીવાત્માનું થોડા વખત સુધી પોતાની આસપાસની વસ્તુઓ વિષેનું ભાન ધીમે ધીમે વધારે ને વધારે ઓછું થતુ જાય છે, અને આખરે તદ્દન શાંતતાભરી બેભાન સ્થિતિમાં આવી પડે છે. સ્થૂળ શરીરનો નાશ થયા પછી કામલોકમાં પ્રવેશ કરતી વખતે પણ તેની સ્થિતિ આવાજ પ્રકારની હોય છે. આ સ્થિતિમાંથી તે ધીમે ધીમે જાગ્રત થાય છે, ત્યારે તેને સ્વર્ગલોક અથવા દેવલોકના સુખનું ભાન થાય છે. આ સ્થિતિનું વર્ણન **મીસીસ બીસેન્ટે** નીચે પ્રમાણે કર્યું છે.

"જાગ્રત થતાં તેને અવર્ણનીય આનંદ, અગણિત સુખ અને પરમ શાંતિ મળે છે. મધુર ધ્વનિ તેના સાંભળવામાં આવે છે, ઘણાજ મનોહર ચિત્ર વિચિત્ર રંગો તેની દૃષ્ટિએ પડે છે. આખું વાતાવરણ ધ્વનિ અને રંગ મિશ્રત ભાસે છે, પ્રકાશ અને શાન્તિથી તે છવાઈ જાયં છે. તે વખતે પૃથ્વીપરના તેના પ્રિયજનના મુખાર્વિન્દો સુવર્ણ-મય પ્રકાશથી ઝળકી નીકળે છે. તેઓની ઉમદા અને મનોહર ભાવનાઓથી તેમના ચ્હેરા ઘણા સુંદર અને તેજસ્વી દેખાય છે. કારણ કે નીચલાં ભુવનોનાં દુઃખ અને વિકારોનાં વાદળ તે સુંદરતાનો ભંગ કરી શકતાં નથી. સ્વર્ગમાં જાગ્રત થતાં ઉત્પન્ન થતું સુખ, અને તેની પ્રભાનું વર્ણન કોણ કરી શકે ?" દુનિયામાંના સર્વ ધર્મોએ આ ભુવન અવર્ણનીય સુખનો પ્રદેશ છે એમ એક સરખી રીતે પ્રતિપાદન કર્યું છે, તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી. ત્યાંવસતા સર્વ એક સરખી રીતે સુખી હોય છે. તેનું રહસ્ય શું છે તે સમજવાની કુંચી બ્રહ્મવિદ્યા–થીઓસોફીએ આપણને પુરી પાડી છે.

કોઈ એકજ જગ્યા અથવા સ્થિતિ સર્વ માણસોને એક સરખા

રીતે સુખકારક કેમ થઈ શકે એ સમજવું ઘણા વિચારવંત પુરૂષોને પણ મુશ્કેલ થઇ પડે છે. કારણ કે આપણા સઘળાની ભાવનાઓ અને ઉચ્ચ અભિલાષાઓ જુદા જુદા પ્રકારની હોય છે; અને તેથી કરીને જે સ્વર્ગ એક માણસને પૂર્ણ સુખ આપી શકે તે બીજાને કેવળ નીરસ કે થોડું સુખ આપનાર નીવડવાનો સંભવ છે. આ પ્રશ્નનો ખુલાસો કરવાને આપણે પ્રયત્ન કરીશું. સ્વર્ગ કે દેવલોક ક્યાં આવેલું છે, તેનો પ્રથમ ખ્યાલ લાવવાની જરૂર છે.

આપણે જાણીએ છીએ કે સ્વર્ગ માનસિક ભુવનનો એક ચોક્કસ વિભાગ છે. અને મહાન્ દેવોએ તે પ્રદેશને દિલગીરી અને અશુભ તત્ત્વોથી પોતાના પ્રયત્નવડે મુક્ત રાખ્યો છે. જ્યારે કોઇ માણસ મરણ પછી કામલોકમાંથી સ્વર્ગલોકમાં જાય છે, ત્યારે તેને સ્થૂળ કે વાસના શરીર સાથે હોતું નથી. ત્યારે હવે તેની સાથે હજુ ક્યાં શરીરો રહેલાં છે? સ્વર્ગમાં રહેલા જીવાત્માને ફક્ત માનસિક અને બુદ્ધિક શરીરો હોય છે. અને જ્યાં સુધી તે સ્વર્ગમાં રહે છે, ત્યાં સુધી તે પોતાના માનસિક શરીરદ્વારા કાર્ય કરે છે. આપણી આસપાસના લોકોનાં મન જુદા જુદા પ્રકારનાં હોય છે તે તમે સારી રીતે જાણો છો. કેટલાક માણસો બહુજ હુંશીઆર હોય છે; અને તેમનાં મગજ એવાં અદ્ભુત હોય છે કે તેઓ આપણે હેરત પામીએ એવી રીતે વિચાર કરી શકે છે, યાદ રાખી શકે છે, અને તર્કશક્તિ ચલાવી શકે છે. વળી બીજા કેટલાક એવા પણ માલૂમ પડે છે કે જેમની બુદ્ધિ બહુજ જુજ હોય છે અને કેટલીકવાર તો તેમની બુદ્ધિ કેટલાક ઉચ્ચ પ્રકારનાં પશુઓની બુદ્ધિ કરતાં ભાગ્યેજ વધારે હોય છે. અને તેટલા માટે આ બીજા પ્રકારના લોકોની રૂચિ પ્રથમ

વર્ણવેલા પુરૂષોના કરતાં તદ્દન જુદાજ પ્રકારની હોવી જોઇએ. જે ચીજ અમુક માણસોને આનંદ આપે તેજ ચીજ બીજાઓને બીલકુલ ગમે નહિ.

હવે જ્યારે આ સ્થૂળ ભુવનપર પણ લોકોનાં મગજો વચ્ચે એટલો બધો તફાવત માલૂમ પડે છે ત્યારે માનસિક ભુવનપર કેટલો બધો તફાવત હોઇ શકે તેનો તમને સહજ ખ્યાલ આવશે, કારણકે તે ભુવનપર સમગ્ર મન કામ કરે છે, અને સ્થૂળ ભુવનપર તો મનનો જે ભાગ સ્થૂળ મગજદ્વારા પ્રગટ થઇ શકે તેટલોજ કામ કરે છે.

તમને યાદ હશે કે માનસિક ભુવનપર દરેક વિચાર આકૃતિ ધારણ કરે છે; અને ત્યાં રહેનાર દરેક જીવાત્મા પોતે ઉત્પન્ન કરેલી અને પોતાનાથી હમેશ ઉત્પન્ન થતી વિચારની આકૃતિઓથી ઘેરાયેલો હોય છે, અને જે વિચારોને તે પોતાના મનમાં નિરંતર વસવા દેછે, તે વિચારો તેને સારૂ ખરેખર ઇષ્ટ દેખાવ અને આકૃતિઓ માનસિક પ્રકૃતિમાં ઉત્પન્ન કરે છે.

હવે તમે સહેલાઇથી સમજી શકશો કે જે શિલ્પશાસ્ત્રી, ચિત્રકાર કે સંગીતશાસ્ત્રીએ પોતાની જીંદગીનો ઘણો ખરો ભાગ સુંદર પૂતળાંઓ કે ચિત્રો બનાવવામાં અથવા ગાયનો જોડવામાં ગાળ્યો હોય, તેની આસપાસ આવી રહેલી વિચારની આકૃતિઓમાં અને એક ઘણીજ ખરાબ હાલતમાં ઉછરેલું નાનું બાળક, જેના મનમાં ઉચ્ચ પ્રકારના વિચારો અને ભાવનાઓ ભાગ્યેજ આવ્યાં હોય તે બાળકની આસપાસ આવેલી વિચારની આકૃતિમાં બહુજ મોટો તફાવત હોવો જોઇએ. તેઓનાં સ્વર્ગીય જીવનમાં ફક્ત એક બાબત

મળાતી આવશે. કારણ કે સ્વર્ગમાં રહેતા દરેક માણસના સંબંધમાં એક ખાસ બાબત એ છે કે ત્યાં દરેક માણસ સંપૂર્ણ સુખ અને સંતોષ અનુભવે છે.

દરેક માણસ પોતાને વાસ્તે પોતે ઉત્પન્ન કરેલી વિચારની આકૃતિરૂપ સ્વર્ગ બનાવે છે એ બાબતનો જો આપણને ખ્યાલ આવે તો ઉપર જણાવેલા ગુંચવણ ભરેલા પ્રશ્નનો ખુલાસો થઇ જાય છે, કારણ કે ઉપર જણાવેલા દાખલામાંના કળા નિપુણ પુરૂષ અને અજ્ઞાન બાળક વિષે જો વિચાર કરીએ તો તે કળા નિપુણની આસપાસ આવેલી સુંદર વિચારની આકૃતિઓ શું પેલા અજ્ઞાન બાળકને આનંદ આપશે ? ખરેખર નહિ, કારણ કે તે તે સમજી શકશે નહિ.

આ અજ્ઞાન બાળકે પોતાની આસપાસ ઉત્પન્ન કરેલું સ્વર્ગ કદાચ પુષ્પો અને સૂર્યના પ્રકાશવાળા પ્રદેશનું અને તેની મા અથવા તેને અતિ પ્રિય બીજા કોઈ માણસના માયાળુ ચ્હેરાઓનું બનેલું હશે. ત્યાં ગરીબાઈ, ટાઢ, ભૂખ, સખ્ત મજુરી, અથવા કઠોર વચન જણાશે નહિ, પણ નિરંતર પ્રકાશ અને સુખ તેમજ તેના ઇષ્ટદેવ તેમજ દેવદૂતોના હસતા ચ્હેરા તેની નજરે પડશે. જે છોકરાએ પોતાની જીંદગી પાશ્ચાત્ય દેશના મોટા શહેરોમાં ઘણાજ ખરાબ લત્તામાં બહુજ અધમ સ્થિતિમાં ગાળી હોય, તે છોકરાની આસપાસ આવેલા સ્વર્ગનો દેખાવ લગભગ આવો હશે. આમાં સ્મરણ રાખવા લાયક અગત્યની બાબત એ છે કે આપણે દરેક પોત પોતાનું સ્વર્ગ ઉત્પન્ન કરીએ છીએ, અને જેવા પ્રકારની ઉચ્ચ ભાવનાઓ આપણે આ દુનિયામાં રાખીએ છીએ, તે પ્રકારના સંજોગો સ્વર્ગમાં આપણને મળી આવશે. દરેક માણસની ઉચ્ચમાં ઉચ્ચ ભાવનાઓ આ

સ્થળે ફળીભૂત થાય છે. કાંઇ પણ મહાન કાર્ય કરવાની, કે મહાન પદ પ્રાપ્ત કરવાની અતૃપ્ત અભિલાષાઓનું અને પ્રેમ અને ભક્તિની નહિ પૂર્ણ થયેલી ભાવનાઓનું આ સ્વર્ગમાં ફળ મળે છે; કારણ કે સ્વર્ગલોકમાં પ્રેમાળ માતૃદેવી વાસ કરે છે, અને દરેક માણસની ઇચ્છા તૃપ્ત કરે છે. પણ એ તૃપ્તિની શરત એ છે કે તે ઇચ્છાઓ સત્ય સંબંધી, કલ્યાણકારી, સૌંદર્યમય અને નિઃસ્વાર્થી હોવી જોઇએ.

સ્વર્ગમાં કાંઇ પણ અશુભ તત્ત્વ પ્રવેશ કરી શકે નહિ, કારણ કે તે પ્રદેશમાં અશુભ તત્ત્વને પ્રકટ થવા માટે જોઈતી પ્રકૃતિ હોતી નથી. પણ જો કોઈ માણસના મનમાં કલ્યાણકારી અને ઉચ્ચ પ્રકારની વસ્તુઓ વિષે જરા પણ અભિલાષા હોય, અને તેનામાં નિઃસ્વાર્થતા અને પ્રેમની સહજ પણ લાગણી હોય તો તેનાવડે સ્થૂળ શરીરનો ત્યાગ કર્યા પછી, અને કામલોકમાં વાસનાશરીરના પરમાણુઓ ખરી પડયા પછી, તે માણસ આ સુખમય પ્રદેશમાં જઈ શકશે.

સ્વર્ગમાંની માણસની જીંદગીના બે ભાગ છે. તેમાંનો પ્રથમ વિભાગ સૌથી લાંબો હોય છે, અને ઘણીવાર કેટલાક સૈકા સુધી ચાલે છે; અને તે વિભાગ માનસિક ભુવનના નીચલા ચાર વિભાગમાં ગાળવામાં આવે છે. અને જીંદગીનો બીજો ભાગ ટુંકો હોય છે અને તે માનસિક ભુવનના ઉપલા ત્રણ વિભાગમાં ગાળવામાં આવે છે. આ ત્રણ વિભાગ અરૂપ પ્રદેશ કહેવાય છે, અને તે પ્રદેશમાં જીવાત્મા કારણ શરીરમાં વાસ કરે છે. બીજો વિભાગ પુરો થયા પછી જીવાત્મા ફરીથી જન્મ લેવાને માટે નીચલાં ભુવનોપર નવાં શરીરો ધારણ કરવાને આવે છે.

સ્વર્ગમાંનો આ સમય કેવળ ભક્તિ કે પૂજામાં, તેમજ મન કે આત્માને શાંતિ અને વિશ્રાંતિ આપવામાં પસાર થતો નથી, કારણકે ત્યાં રહેલા જીવાત્માને ઘણું કાર્ય કરવાનું હોય છે. જેમ કામલોકપર જીવાત્માનું મુખ્ય કર્તવ્ય પોતાના વાસના શરીરને આ દુનિયાની સાથે તેને બાંધી રાખતા મનોવિકારો અને વાસનાઓથી મુક્ત કરવાનું હતું, તેમ હવે સ્વર્ગલોકમાં તેનું મુખ્ય કર્ત્તવ્ય પૃથ્વીપર મેળવેલા માનસિક અને આત્મિક સાધનોમાંથી પોતાનુ ચારિત્ર અને શક્તિઓ ખીલવવાનું છે. જે વિદ્યાર્થીએ જ્ઞાન મેળવવાને બહુ તરફડીયાં માર્યાં હોય છે, જે માણસે મહાન્ સંગીતશાસ્ત્રી કે શિલ્પશાસ્ત્રી થવાને માટે ઘણી ઇચ્છા રાખી હોય છે, અને મહેનત કરી હોય છે અને પોતે રાખેલી ઉચ્ચ ભાવનાઓની સાથે સરખાવતાં પોતાનાં કરેલાં કાર્યો ઘણાં નજીવાં લાગવાથી, થયેલી નિરાશાને ન ગણકારતાં જે પોતાના કામમાં મચ્ચો રહ્યો હોય છે, તેના પ્રયત્નો હવે ફળીભૂત થવા માંડે છે.

સ્વર્ગના શાંતિભર્યા લાંબા સમયમાં જીવાત્મા આ દુનિયામાં પોતે કરેલા પ્રયત્નોરૂપી ખોરાકને પચાવીને તેમાંથી માનસિક શક્તિઓ પેદા કરે છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આપણી લાગણી, વિચાર અને કળા સંબંધી શક્તિઓ ખીલવવાને માટે જે પ્રમાણમાં આપણે મહેનત કરી હશે તે પ્રમાણમાં સ્વર્ગમાંની આપણી જીંદગી આવા સુંદર વિચાથી પરિપૂર્ણ થશે. જો આપણે જુજ બીજ વાવીએ તો ઘણો પાક ઉતરશે નહિ. પણ આપણે આ જીંદગીમાં કરેલો દરેક પ્રયત્ન સ્વર્ગમાંના આપણા ખજાનામાં વૃદ્ધિ કરશે; અને ખરેખર આપણે સ્વર્ગને માટે અમૂલ્ય ખજાનો એકઠો કરીશું, અને તે

ખજાનાને ઉધઇ કે કાટ લાગશે નહિ કે ચોર તે હરી જશે નહિ.

જ્યારે તમે 'પુરાણી પ્રજ્ઞા' (Ancient wisdom) 'દેવલોક', (Devachanic plane) વગેરે ગ્રન્થો વાંચશો ત્યારે જુદા જુદા પ્રકારના લોકોની સ્વર્ગીય સ્થિતિ સંબંધીનાં ઘણાંજ મનોહર વર્ણન તમારા જાણવામાં આવશે. જે લોકોએ સ્વર્ગલોક જોવાય તેવી પોતાની દિવ્ય દૃષ્ટિ ખીલવેલી છે અને તેથી જે લોકો આ સ્થૂળ શરીરમાં રહેતા હોય ત્યારે પણ તે શરીર મુકીને સ્વર્ગ લોકમાં જઈ શકે છે, અને ત્યાંની સ્થિતિનું અવલોકન કરીને પાછા સ્થૂળ શરીરમાં આવીને સ્વર્ગલોકનું વર્ણન આપે છે, તે દિવ્ય દૃષ્ટિવાળા માણસો કહે છે કે અમે સર્વ ધર્મોના સંત પુરૂષો અને ભક્તોને ત્યાં જોઇએ છીએ, અને આ સંતો કે ભક્તો નિરંતર પોતાના ઇષ્ટ દેવના આગળ બેઠેલા હોય છે અને તેની ઉપાસના કરતા હોય છે. તેઓ વળી જણાવે છે કે પરોપકારી પુરૂષો પણ ત્યાં દૃષ્ટિ ગોચર થાય છે. આવા પરોપકારી પુરૂષોએ આ દુનિયામાં ગરીબ અને નિરાધાર લોકોને મદદ કરવાને પ્રયત્ન કરેલો હોય છે, અને તેઓ હવે સ્વર્ગલોકમાં રહીને પોતાના સ્થૂળ ભુવન ઉપર કરેલા પ્રયત્નો અને કોશીશોમાંથી માણુસ જાતને મદદ કરવાને વાસ્તે આશ્ચર્ય-કારક નવી નવી યોજનાઓ કરે છે, અને જ્યારે આ લોકો ફરીથી સ્થૂળ ભુવનપર આવશે ત્યારે આ યોજનાઓ અમલમાં મુકશે. ત્યાં સંગીતશાસ્ત્રીઓ પણ માલૂમ પડે છે. જ્યારે તેઓ આ સ્થૂળ ભુવ-નપર હતા ત્યારે તેમની ગાયનકળા સ્થૂળ મગજને લીધે બરાબર પ્રકટ થઈ શકતી ન હતી, પણ હવે તેવી અડચણ દૂર થવાથી, તેઓ નિરંતર ઉચ્ચ પ્રકારનો દિવ્ય ધ્વનિ પોતાની આસપાસના

વાતાવરણમાં ફેલાવે છે. અને આ ધ્વનિનો ઝાંખો પ્રતિધ્વનિ (પડઘો) પૃથ્વીપર કોઈ કોઇવાર સંભળાય છે, અને જે લોકોના સાંભળવામાં તે આવે છે, તેઓને અવર્ણનીય આનંદનું કારણ તે થાય છે. આવા અને આવા પ્રકારના બીજા ઉત્તમ પુરૂષો ત્યાં વસે છે, એમ દિવ્ય દૃષ્ટિવાળા પુરૂષો જણાવે છે.

આ માનસિક ભૂમિકાના નીચલા ભાગમાં સુખમાં લાંબો સમય ગાળ્યા પછી, અને પોતાના સ્થૂળ ભુવનપરના અનુભવમાંથી તત્ત્વ ખેંચી કાઢી તે તત્ત્વને ચારિત્રરૂપે પરિણમાવી આખરે જીવાત્મા પોતાના ખરા પ્રદેશ—માનસિક ભૂમિકાના ઉપલા ત્રણ વિભાગ—તરફ આગળ વધે છે. તે પોતાની સાથે દેવલોકમાં ખીલેલા પુષ્પના અરક પણ લઇ જાય છે. આ ત્રણ વિભાગને અરૂપ પ્રદેશ કહે છે. તેમાંના સૌથી નીચલા વિભાગપર જીવાત્મા વસે છે, અને વિચાર, લાગણી અને ક્રિયા દર્શાવવાને માટે યોગ્ય સાધન તરીકે શરીરો ધારણ કરે છે.

એક જન્મચક્ર પુરૂં થાય અને બીજા જન્મના પ્રારંભ થાય તે વચ્ચે દરેક જીવાત્મા માનસિક ભુવનના ઉચ્ચ પ્રદેશમાં આવેલા કારણ-શરીરમાં થોડો વખત પણ જાય છેજ. થોડા વખત સુધી તો તે પોતાના ખરા સ્વરૂપમાં હોય છે, અને તે વખતે તેને નીચલાં શરીરો હોતાં નથી. ત્યાંથી તે પોતાના પૂર્વભવનું સિંહાવલોકન કરે છે, અને કારણશરીર રૂપ સૂત્રાત્મા ઉપર પોતે કેવા પ્રકારના મણકાઓ પરોવતો જાય છે, તે તપાસી જુએ છે, અને આગળ નજર કરે છે ત્યારે તેને પોતાનો આવતો ભવ—તેમાં મળનારી તકો અને વિકાસની અનુકૂળતાઓ સહિત દેખાઇ આવે છે. અને પછી એકદમ માનસિક ભુવન અને ભુવર્લોકમાં થઇને તે સ્થૂળ ભુવન તરફ આવે છે, અને પૃથ્વીપર માણસ તરીકે ફરીથી જન્મે છે.

## પ્રશ્નો.

૧. જ્યારે આપણે મરણ પછી કામલોક કે પાપમોચન સ્થાનમાંથી મુક્ત થઇ આગળ જઇએ છીએ, ત્યારે આપણી સ્થિતિ કેવી થાય છે ?

૨. સ્વર્ગમાં આપણે રહીએ છીએ, તેના શા હેતુઓ છે ?

૩. સ્વર્ગમાં શું સર્વના સંયોગો એક સરખા હોય છે ? જો એક સરખા ન હોય તો તેનું કારણ જણાવો.

૪. સ્વર્ગલોકમાં આપણું કયું તત્ત્વ વધારે ખીલે છે ?

૫. સ્વર્ગીય જીવનને અંતે આપણું શું થાય છે ?

૬. મરણ પછીની આપણી સ્થિતિ વિષે આપણને મળેલા જ્ઞાનનો આપણા જાતિ ભાઇઓને મદદ કરવા માટે શી રીતે ઉપયોગ કરી શકીએ ?

---

# પ્રકરણ ૧૨ મું.

## ભ્રાતૃભાવ.

જ્યારે કોઇ પણ માણસ થીઓસોફીકલ મંડળમાં દાખલ થવા ઇચ્છે છે, ત્યારે એક વાત તેને માનવી પડે છે. તે વાત એ છે કે "**બધા મનુષ્યો ભાઇઓ છે.**" કારણકે આ મંડળે જે ત્રણ ઉદ્દેશો સાધ્યબિન્દુ તરીકે સ્થાપન કરેલા છે અને ત્રણ ઉદ્દેશો પાર પાડવાના કાર્યમાં મદદ કરવાને સર્વ સભાસદો બંધાયેલા છે, તેમાંનો પ્રથમ હેતુ એ છે કે મનુષ્ય જાતિના ભ્રાતૃભાવનો સિદ્ધાંત પોતાના દરરોજના **જીવન વ્યવહારમાં** દરેકે અમલમાં મુકવો. આ ભ્રાતૃભાવને ધર્મ, જ્ઞાતિ, સામાજીક સ્થિતિ અથવા જાતિની ભિન્નતા આડે આવતી નથી.

'સર્વ માણસો ભાઇઓ છે,' એમ કહેવું તમને પ્રથમ તો સહેલું લાગશે અને આ સિદ્ધાંત કબુલ કરવામાં આપણને કાંઈ પણ અડચણ નહિ લાગે એમ તમે કદાચ ધારશો; પણ જ્યારે આ સવાલનું આપણે સૂક્ષ્મ નિરીક્ષણ કરીએ, અને આપણા વર્તન અને વિચારો ઉપર આ સિદ્ધાંતની શી અસર થાય છે, તે તપાસીએ તો આપણને જણાય છે કે આ ભ્રાતૃભાવના સિદ્ધાંત અનુસાર દરરોજ જીવન ગાળવું એ કામ પ્રથમ દર્શને જણાયા મુજબ સહેલું નથી.

આપણે જરા બારીકીથી આ બાબત તપાસીએ. આપણે એ લક્ષમાં રાખવાનું છે કે ભ્રાતૃભાવ આપણે કાંઈ નવો ઉત્પન્ન કરવાનો નથી. **ભ્રાતૃભાવ** એ આ વિશ્વમાં એક **નિશ્ચિત સિદ્ધાંત** છે, અને દુનિયાના બીજા મનુષ્યો સાથેના આપણા સંબંધમાં આ નિયમ પ્રમાણે આપણું વર્તન બરાબર થાય તેવી રીતે આપણા મનની વૃત્તિઓ અને આપણાં કાર્યો રાખવાં, એ આપણું કર્તવ્ય છે. મનુષ્ય જાતનું જીવન આ પ્રાણીમાત્રના ભ્રાતૃભાવના નિયમ પ્રમાણે ચાલવું જોઇએ; એ સત્ય વ્હેલું **સર્વમાન્ય** થાય કે તે માન્ય થતાં ઝાઝો સમય જાય, તેનો આધાર આપણામાંનાં દરેક નાનામાં નાના અને નિર્બળમાં નિર્બળ માણસ પર પણ રહેલો છે.

ભ્રાતૃભાવ પ્રથમથીજ અસ્તિત્વ ધરાવે છે, એમ આપણે શા કારણથી કહીએ છીએ? અને તે ભ્રાતૃભાવ ક્યાં રહેલો છે? જો આપણે ચારે પાસ દૃષ્ટિ ફેરવીએ તો માણસોના વર્તનપરથી તેઓ ભાઈઓ હોય એમ લાગતું નથી; કારણકે જો તેઓ ભાઈઓ હોય તો તેઓ એક બીજાને મારી નાખે કે છેતરે નહિ. અને લોકો તો એક બીજાને મારી નાંખે છે, અને છેતરે છે, એ તો આપણે દરરોજ

જોઇએ છીએ; પણ ભ્રાતૃભાવનો સિદ્ધાંત આપણે ભુલી ગયા છીએ તેથી આવાં કૃત્યો થવા પામે છે. અને જો કે માણસો આ સિદ્ધાંત વિરૂદ્ધ વર્તન કરે છે, અને તેને બદલવાને નિરર્થક પ્રયત્ન કરે છે તોપણ તેઓ તેને રતિમાત્ર પણ બદલી શકશે નહિ. આ શિક્ષણ જેમ આપણે વ્હેલા શિખીશું તેમ આપણને અને આપણા સંબંધમાં આવતા લોકોને તે લાભ કરશે.

જરા સૂક્ષ્મ વિચાર કરીએ તો સ્થૂળભુવન; ભુવર્લોક અને માનસિક ભુવનપર આ સિદ્ધાંતની સત્યતાનાં ચિન્હો શું આપણી નજરે પડી શકે ? તમને યાદ તો હશે કે સ્થૂળ શરીર વિષેનો વિચાર આપણે કરતા હતા ત્યારે આપણે એમ જોયું હતું કે આપણું ઘટશરીર નાના નાના જીવતા પરમાણુઓનું બનેલું છે અને આ જીવતા પરમાણુઓમાં નિરંતર ગતિ થયા કરે છે. તેમાંના કેટલાક નિરંતર આપણા શરીરમાંથી નીકળી જઇ આપણી આસપાસની હવામાં ભળી જાય છે, અને બીજા પરમાણુઓ ખેંચાઇ આવી આપણા શરીરમાં તેમની જગ્યાએ ગોઠવાઇ જાય છે.

તેટલા માટે કોઇ પણ ક્ષણે આપણા શરીરમાં રહેલાં પરમાણુઓના સંબંધમાં આપણે એમ ન કહી શકીએ કે તે આપણા પોતાના જ છે અને બીજાના નથી. કારણ કે આ પરમાણુઓ બીજા લોકોના શરીરમાંથી આપણા શરીરમાં આવે છે, અને આપણે બોલી રહીએ તે પહેલાંતો તે પરમાણુઓ આપણા શરીરમાંથી ચાલી જાય છે, અને તેની જગ્યાએ બીજા આવે છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આપણા સ્થૂળ શરીરોની બાબતમાં તો ખરેખર ભ્રાતૃભાવ છે! કારણ કે આ સ્થૂળ ભુવન પરના લાખો શરીરો બાંધવાને તેના તે

પરમાણુઓ ફરીફરીને કામ લાગે છે. જો આપણે ભુવર્લોક અને માનસિક ભુવનનો વિચાર કરીએ તો તેજ નિયમ ત્યાં પણ જણાય છે. કારણ કે આપણે પ્રથમ વિચારી ગયા છીએ કે જેમ સ્થૂળ શરીરના પરમાણુઓ એક શરીરમાંથી બીજા શરીરમાં જાય છે, અને જે શરીરમાંથી તે જાય છે, તે શરીરને લીધે તેમાં ફેરફાર થાય છે, તેજ રીતે બીજાના માનસિક અને વાસના શરીરમાંથી વિચારો, વાસનાઓ અને લાગણીઓ આપણા શરીરમાં આવે છે; અને આપણા શરીરમાં થઈ પસાર થતાં તેઓ બદલાઇને કાંતો વધારે સારાં કે વધારે નરતાં થાય છે અને બીજાઓના શરીરોમાં પસાર થાય છે. આ કારણથી આ ત્રણ ભુવનમાંના કોઈપણ ભુવન પર રહેનારા જીવાત્માને જે **મહાન્ કુટુંબની પોતે એક વ્યક્તિ છે તે કુટુંબમાંથી જુદા પડવું તદ્દન અશકય** છે. કારણ કે જે શરીરમાં તે રહેલો છે, તેમાંનું દરેક શરીર બીજા સેંકડો જીવાત્માઓના શરીરો સાથે ગાઢો સંબંધ ધરાવે છે.

આ ભ્રાતૃભાવના સિદ્ધાંતનું રહસ્ય સમજવાને માટે માનસિક ભુવન કરતાં પણ ઉચ્ચ ભુવન–બુદ્ધિ–ભુવનનો આપણે વિચાર કરવો જોઇએ. આ વિશ્વના સાત મહાભુવનોમાં નીચેથી ગણતાં બુદ્ધિભુવન ચોથું છે. જ્યારે માણસ આ બુદ્ધિભુવનપર ભાન સહિત કામ કરી શકે છે, ત્યારે તેને પ્રાણીમાત્રના ઐક્યનો ખ્યાલ આવી શકે છે. અને જો આ વિશ્વમાંના દરેક બીજા જીવાત્મા સાથે આપણા આત્માના ઐક્યનું ભાન ચૈતન્યની જે સ્થિતિમાં થઇ શકે તે સ્થિતિનો કાંઇ પણ ખ્યાલ લાવવાને આપણી ઇચ્છા હોય તો આ ઉચ્ચ ભાન કેવું હશે તે આપણા સ્થૂળ મગજદ્વારા બને તેમ સમજવાને માટે આપણે પ્રયત્ન કરવો જોઇએ.

મહાત્માઓની સેવા કરવાને વાસ્તે પોતે યોગ્ય થાય તે સારૂ ઘણા જન્મ સુધી પોતાનાં નીચલાં શરીરોને શુદ્ધ બનાવવા અને સંયમમાં લાવવાને માટે પ્રયત્ન કર્યા પછી બુદ્ધિ-ભુવનપર ભાન સહિત પ્રવેશ કરવાનો સમય આવી પહોંચે છે. કહેવાનો ભાવાર્થ એ છે કે પોતાની લાંબી સંસારયાત્રામાં તે ઘણા ઉચ્ચપદ પર આવી પહોંચ્યો છે. તે પદ પર પહોંચ્યા પછી જીવાત્માને પ્રથમ દીક્ષા મળે છે. અને આ પદ **સેન્ટપોલે** બધા ખ્રીસ્તીઓને પ્રાપ્તવ્ય વસ્તુ તરીકે બતાવ્યું છે. તે કહે છે કે " મારા બાળકો ! જ્યાંસુધી તમને પરમતત્ત્વનો સાક્ષાત્કાર થાય ત્યાં સુધી હું મહેનત કર્યા કરૂં છું. " એમ કહેવાય છે કે જ્યારે કોઇ મુમુક્ષુને આ પ્રથમ દીક્ષા મળે છે, ત્યારે તે પુરૂષ બુદ્ધિભુવનપર પૂર્ણ ભાન સહિત જાગ્રત હોય છે; અને અત્યાર સુધી અમુક બાબતને ફક્ત તે ખરી છે, એમ **માનતો** હતો, તેનું પહેલ વહેલું **અનુભવજ્ઞાન** થાય છે. તે બાબત એ છે કે આ વિશ્વમાંના અગણિત જીવોમાં દિવ્ય આત્મા વાસ કરી રહેલો છે, અને દરેક જીવાત્મા એક વચમાં રહેલા સૂર્યમાંથી નીકળેલું કિરણ છે. અને જો કે આ નીચલા ભુવનપર ભટકતાં આ કિરણો અજ્ઞાનથી અંધ બની જઇ એમ વિચારે છે કે પોતે એક બીજાથી જુદાં છે, તોપણ જ્યારે આ અજ્ઞાનનો પડદો ખસી જાય છે, ત્યારે તેઓ પોતાના ઉત્પત્તિ સ્થાનરૂપ પરમાત્માથી ભિન્ન નથી, પણ તેઓ તેના અંશ , અને એક બીજાના અંશરૂપ છે એમ ખાતરી થાય છે. આવો અનુભવ શો હશે અને તેથી માણસના વર્તનમાં કેટલો બધો ફેરફાર થતો હશે તેનો ખ્યાલ આપણને આવી શકે તે માટે આપણે તે મહાન્ દીક્ષા મેળવીને બુદ્ધિભુવન ઉપર ભાન સહિત કામ કરવાને માટે

લાયક થવું જોઇએ. હાલતો મનુષ્ય જાતિની એકતાના સત્યનું જે શિક્ષણ આપણને મળેલું છે, તે શિક્ષણનો આપણા દરરોજના જીવન-વ્યવહારમાં ઉપયોગ કરવાનો પ્રયત્ન આપણે કરતા રહીએ તો તે વિશાળ જ્ઞાન પ્રાપ્ત કરવાને આપણે ધીમે ધીમે યોગ્ય થતા જઇશું.

ભ્રાતૃભાવનાં કેટલાંક ચિન્હોનો આપણે વિચાર કરીએ. આ સંબંધમાં વિચાર કરતાં પ્રથમ બાબત આપણી દૃષ્ટિએ એ પડે છે, કે કોઇ કુટુંબમાં બધા ભાઇઓ સમાન વયના હોતા નથી. તમને યાદ હશે કે માણુસજાતની સ્થિતિ વિષે વિચાર કરતાં આપણે અગાઉ કહી ગયા છીએ કે પૃથ્વીપરના જીવાત્માઓ સઘળા જુદી જુદી વયના છે. કહેવાની મતલબ એ છે કે તેઓ બધા પરમાત્માંથી એકજ વખતે ઉદ્‌ભવ પામ્યા નથી. તેમાંના કેટલાક ‘ વૃદ્ધ–જીવાત્મા ઓ ’ છે, અને તેઓએ સંસારયાત્રા પૂર્ણ કરી છે, અને ભવિષ્યમાં ઉત્પન્ન થવાના વિશ્વોના પ્રકાશિત તેજોમય ઇશ્વિર ( Logos ) થ-વાને લાયક બન્યા છે. ત્યારે બીજા હજી ‘ બાલ–જીવાત્માઓ ’ છે. હલકા પ્રકારનાં શરીરોમાં વસીને તેઓ આ દુનિયાની મહાશાળામાં શરૂઆતના સરલ પાઠ શિખે છે. આ બે સ્થિતિઓની વચ્ચે અસંખ્ય પગથીયાં છે, તે પગથીયાં પર રહેલા જીવોમાંથી કેટલાક બહુ આગળ વધેલા છે, અને કેટલાક થોડા આગળ ગયેલા છે. માણુસો ભાઇઓ છે, એ વિચારને આથી કેવી રીતે પુષ્ટિ મળે છે, તેનો ખ્યાલ લાવો. એક ક્ષણવાર એક મોટા કુટુંબનો વિચાર કરો તો તમને જણાશે કે તેમાં કેટલાક વૃદ્ધ સ્ત્રી પુરૂષો છે, અને તેઓ દુનિયાના કામમાં ગુંથાયેલા છે; વળી તે કુટુંબમાંના કેટલાક નિશાળે જાય છે, અને બીજા કેટલાક તદ્દન બાલ્યાવસ્થામાં છે, અને તેઓ માતાની આસપાસ

રમ્યા કરે છે. મનુષ્યજાતિના મોટા કુટુંબનો નાના પાયાપરનો આ એક ચિતાર છે. ભ્રાતૃભાવનો સિદ્ધાંત આપણને શિખવવાને માટેજ મનુષ્યો આવી રીતે જન્મે અને ઉછરતા જાય એવી ગોઠવણ સર્વજ્ઞ ઇશ્વરે કરી હોય એમ જણાય છે.

આ મહાન્ કુટુંબમાં કેવળ ભ્રાતૃભાવનુંજ શિક્ષણ મળે છે, એટલુંજ નહિ પણ આજ્ઞાપાલન, તાબેદારી, ક્ષમા, સ્વાર્થત્યાગ, પરોપકાર અને મદદ જેવા **બીજી કોઇ પણ રીતે નહિ શીખી શકાય તેવા** ઉચ્ચ ગુણો આ દુનિયારૂપી શાળામાં શીખવાય છે.

આપણે ઉપર વિચારી ગયા છીએ એવા કુટુંબમાં માણસ માણસના જ્ઞાનમાં અને કામ કરવાની શક્તિમાં ઘણો તફાવત હોય છે. મોટા છોકરા પાસેથી જે કામની આશા રાખી શકાય તેટલી આશા નાના બાળક પાસેથી રાખી શકાય નહિ, એ બાબત લખ્યા વિના પણ સમજાય તેવી છે. વળી ધંધે વળગતો સૌથી મોટો છોકરો બાલપણમાં માબાપ તરફથી પોતાની જેવી સંભાળ લેવાતી હતી તેવી સંભાળની મોટી ઉમ્મરે આશા રાખી શકે નહિ. તેથી ઉલટું પોતે જો પોતાનું કર્તવ્ય સમજતો હોય તો પોતાનાથી નાના અને જેમને ખાસ મદદની જરૂર છે તેવા છોકરાઓને સંસારયાત્રાનો માર્ગ સરલ કરી આપવામાં પોતાના પિતાને મદદ કરશે.

કુટુંબમાંના મોટા માણસોને કેટલાક હક મળે છે, પણ તેની સાથે કેટલીક જવાબદારી પણ તેમને શિર હોય છે. છોકરાઓને પણ કેટલીક ફરજો બજાવવાની હોય છે, તેમજ કેટલાક હક પણ હોય છે અને જેમ જેમ તેઓ મોટા થતા જાય છે તેમ તેમ તે હક અને ફરજો જુદું સ્વરૂપ ધારણ કરતાં જાય છે. આમાં ખાસ ધ્યાન રાખવા લાયક બાબત એ છે કે દરેકને **પોતાની સ્થિતિને**

અનુકૂળ, ઉન્નતિક્રમમાં આગળ વધવાના સંજોગો પ્રાપ્ત થાય છે. ઉચ્ચ જ્ઞાન, જવાબદારી અને હકને માટે પોતે લાયક થાય તે માટે સૌથી ઉત્તમ માર્ગ એ છે કે જે જે સ્થિતિમાં પોતે આવી પડેલો હોય, તે તે સ્થિતિને લગતાં કર્તવ્યો પોતાનાથી બને તેટલી સંપૂર્ણ રીતે તેણે બજાવવાં. આપણે દરેક આ મહાન્ મનુષ્યજાતિરૂપ કુટુંબના માણસ છીએ, અને આપણે ઉન્નતિક્રમના નીચાં ઉંચાં પગથીઆં પર ઉભેલા હોઇએ તોપણ આપણને દરેકને કેટલીક ફરજો, જવાબદારીઓ અને હક હોય છે. આપણે સમજીએ છીએ કે જો આપણી ઉન્નતિ ઝડપથી કરવી હોય, અને જે વડિલ બંધુઓ પૂર્ણતા પ્રાપ્ત કરીને પોતાના નાના બંધુઓના કલ્યાણ વાસ્તે સતત પ્રયાસ કરી રહ્યા છે, તેમની સ્થિતિએ જેમ બને તેમ વ્હેલા પહોંચવાની તીવ્ર ઇચ્છા હોય, તો પ્રથમ આપણે આપણી સ્થિતિને લગતાં કર્તવ્યો સમજવાં જોઇએ, અને બનતા પ્રયત્ને તે બજાવવાં જોઇએ.

આપણામાંના ઘણા ખરા ઉન્નતિક્રમના વચમાંના કોઇ પગથીયા પર ઉભેલા હોવાથી, આપણાં કર્તવ્યો ત્રણ પ્રકારનાં હોઇ શકે. જેઓ આપણાથી ઉપરના પગથીયાપર ઉભેલા છે તેમની તરફ, જેઓ આપણી સાથે આપણા પગથીયા પર ઉભેલા છે તેમની તરફ, અને જેઓ આપણાથી નીચલા પગથીયાપર છે તેમની તરફ. કારણકે જેમ આપણા કરતાં નાની ઉમ્મરના ઘણા લોકો આપણી આસપાસ હોય છે, અને તેઓને મદદ દિલસોજી અને વખતસરનો ઉપદેશ મેળવવાનો આપણી પાસેથી હક હોય છે, તેજ રીતે આપણા કરતાં ઘણા મોટી ઉમ્મરના હોય છે, તેમની તરફ પ્રેમ અને પૂજ્યબુદ્ધિ દર્શાવવાને આપણે બંધાયેલા છીએ.

જેમ કોઈ નાનું બાળક પોતાના વડિલોની અડચણો અને સંકટો

વિષે અજાણ્યું હોય છે, તે છતાં પણ તેમની આજ્ઞા પાળીને, અને પ્રેમપૂર્વક તેમની સેવા બજાવીને તેઓના દુઃખનો બોજો જરા હલકો કરી શકે છે, તેજ રીતે આપણામાંના જેઓ સંસારરૂપી કુટુંબમાં સુકાબલે બાળ જીવો છીએ, તેઓ પણ આપણા આ વડિલ બંધુઓ અને તેમના ચેલાઓએ કરવા માંડેલા મહાકાર્યમાં આપણા મનની વૃત્તિવડે ઘણી મદદ કરી શકીએ. તેઓને શિર કેટલો મોટો ભાર છે, તેની અટકળ કરવાની શક્તિ આપણામાં નથી, કારણ કે આપણે ઘણાજ નિર્બળ અને અજાણ છીએ. પણ આપણે પણ અડગ ભક્તિ અને વફાદાર સેવાથી, તેઓએ સ્વેચ્છાએ પોતાને શિર ધારણ કરેલો બોજો કેટલેક દરજજે હલકો કરી શકીએ. આમ કરતાં કરતાં આખરે એવો એક સમય આવશે જ્યારે આપણે પણ તેમની સાથે કામ કરવાને માટે બળવાન્ થઇશું અને તે વખતે મનુષ્ય-જાતિને વાસ્તે તેઓએ કરવા માંડેલા મહાન અને ભવ્ય કાર્યમાં આપણે પણ આપણો ભાગ ભજવીશું.

આપણે ઉન્નતિક્રમના જે પગાથયાપર ઉભા છીએ તે પગથિયા-પર જેઓ ઉભા છે, તેમના તરફ આપણે મૈત્રીભાવના રાખવી જોઇએ. મૈત્રીભાવના એમ સૂચવે છે કે આપણે દરેક કાર્યમાં એક બીજાપર ભરોસો રાખવો જોઇએ, અને એક બીજા સાથે પ્રામાણિક-પણે વર્તવું જોઇએ. આપણને જે જે માણસ મળે તે તે આપણો ભાઇ છે, અને તેટલા માટે મદદ કરવાનો આપણને એક ઉત્તમ પ્રસંગ મળ્યો છે, એવો વિચાર રાખી આપણે વર્તતા હોઇએ, અને વધારે નહિ તો છેવટે આપણે તેની સાથે હસીને વાત કરીએ કે તેને પ્રિય શબ્દથી બોલાવીએ, તો મૈત્રીભાવના વિશેષ વૃદ્ધિ પામશે, અને જે અવિશ્વાસ, મગરૂબી અને શંક લોકો અજાણ્યા પુરૂષોના

સંબંધમાં બતાવે છે, તે સર્વ તેને લીધેધીમે ધીમે અદૃશ્ય થઈ જશે.

ઉપર જણાવેલા દુર્ગુણોમાંથી જે દુર્ગુણનું અસ્તિત્વ આપણામાં જણાય તે ધીમે ધીમે અને દૃઢ નિશ્ચયથી જો આપણે દૂર કરતા જઇએ તો જેમને મદદ, દિલસોજી અને મૈત્રીની જરૂર હોય તેવા પુરૂષો, આપણને મળતાં, વધારે હીમ્મતવાન બને પણ નિરાશ થાય નહિ. આપણને ન જાણતા હોવાથી તેમના મનમાં આપણા વિષે ઉત્પન્ન થતી શંકા દૂર થઇ જાય, અને જે મદદ આપણે આપવા ઇચ્છતા હોઇએ, તે મદદ લેવાને માટે તે હિમ્મતવાન થાય.

જેઓને આપણે આ મહાકુટુંબમાં આપણા નાના ભાઈ તરીકે ગણીએ છીએ, તેઓનો ઉન્નતિક્રમ આપણા પછી શરૂ થયો હતો, અને તેટલા માટે તેઓનાં શરીર આપણાં કરતાં ઓછાં ખીલેલાં છે, અને તેઓ જંગલી લોકો કે આપણા મોટા શરીરમાં વસનાર કરતાં હલકી જાતના લોકો છે. આ જંગલી પ્રજાઓ અને આપણી નજાને કેટલીકવાર લડાઇને લીધે સંબંધમાં આવવું પડે છે; અને તે વખતે આપણા લોકોની ફરજ એ છે કે આપણે આ ઉન્નતિક્રમના નીચલાં પગથિયાં પર ઉભેલા આપણા નાના ભાઇઓ તરફ ન્યાય અને દયા દર્શાવવી જોઇએ. પણ જે લોકો આપણાજ દેશમાં જન્મેલા છે, તેમની તરફ આપણે વિશેષ ફરજ બજાવવાની છે. દરેક વિચારવંત પુરૂષ સમજે છે કે કોઈ પણ પ્રજાને પોતાની દરેક વ્યક્તિ તરફ ફરજ બજાવવાની અને જવાબદારી ધારણ કરવાની હોય છે. અને જો કોઇ પણ પ્રજા પોતાની હદમાં એવા સંજોગો ઉત્પન્ન થવા દે કે જેથી કરીને હજારો માણસો સારી રીતે ગુજરાન ચલાવી શકે નહિ, અને ભુખમરાની ધાસ્તીથી મુક્ત રહી શકે નહિ, તો તે પ્રજા

સુધરેલી ગણાવા છતાં તેને માથે આ એક મોટું કલંક છે. જેમ જેમ તમે મોટા થતા જશો, તેમ તેમ તમારા જાણવામાં આવશે કે આવા ઘણા પ્રશ્નોનું નિરાકરણ કરવાનું હોય છે, અને જો આ પ્રશ્નોનું આપણે યોગ્ય સમાધાન ન કરીએ, અને તે પ્રશ્નોને લગતી અડચણો દૂર કરવાને બનતો પ્રયત્ન ન કરીએ તો ભ્રાતૃભાવના સિદ્ધાંતને જીવન વ્યવહારમાં મૂકવાનું કામ આપણે બરાબર બજાવતા નથી. આપણામાંનો યુવકવર્ગ પણ વિચારશક્તિવડે કાંઇ પણ કામ કરી શકે.

પણ આ મહાન્ મનુષ્યવર્ગ જેના આપણે સઘળા જુદા જુદા અવયવ રૂપ છીએ તે મનુષ્ય વર્ગ સિવાય, આ આપણી પૃથ્વીપર બીજા પણ વર્ગ છે; અને તે દરેક વર્ગ તરફ આપણે કાંઇ ફરજ અદા કરવાની છે. કારણ કે આપણું જીવન તેમના જીવન સાથે તૂટે નહિ તેવી રીતે સંકળાયેલું છે; અને આ જુદા જુદા વર્ગોમાં થઇને આપણે પસાર થયા ન હોત તો આપણે પણ હાલના આપણી સ્થિતિ પ્રાપ્ત કરી શકત નહિ.

જે વર્ગમાં થઇ જીવાત્મા પોતાની ઉન્નતિ:સાધે છે તે વર્ગના સંખ્યા થીઓસોફીના સિદ્ધાંત:પ્રમાણે સાત છે, અને આપણું સ્થૂળ શરીર ૭ વર્ગમાં થયેલી તેની વૃદ્ધિના પરિણામ રૂપે આ સ્થિતિએ પહોંચ્યું છે. આ સર્વ વર્ગનો જીવનપ્રવાહ એકજ છે, કારણકે વિશ્વમાં એકજ જીવનપ્રવાહ છે, અને તે ઇશ્વરનો છે.

તે જીવનપ્રવાહ પ્રથમ સૌથી ઉચ્ચ ભુવનપર વ્યક્ત થાય છે, અને ત્યાંથી નીચે ઉતરતો ઉતરતો સ્થૂળ ભુવનના ઘટ ભાગ સુધી આવીને ફરીથી ઉપર ચઢવા માંડે છે. નીચે ઉતરતો જીવનપ્રવાહ જે ત્રણ વર્ગમાં થઇને પસાર થાય છે,તેને એલીમેન્ટલ વર્ગ(અજીવસત્ત્વ)

કહે છે અને જ્યારે તે સ્થૂળ અથવા છેક નીચલા ભુવનપર આવે છે, ત્યારે તે જીવનપ્રવાહ પોતાની આસપાસ તે ભુવનના સૌથી ઘટ્ટ પરમાણુઓને આકર્ષે છે, અને આ રીતે **ખનિજ** વર્ગ હયાતિમાં આવે છે. તેમાં જીવન સ્ફૂર્તિનું ચિન્હ બીલકુલ જણાતું નથી. અહીંયા જીવનપ્રવાહ છેક નીચલા બિંદુએ આવીને અડે છે. તેના મૂળમાંથી તે છેક દૂર નીકળી આવ્યો છે; અને હવે ફરીથી તે ઉપર વળે છે, અને **વનસ્પતિ** વર્ગમાં પ્રવેશ કરે છે, અને ત્યાં જીવન સ્ફૂર્તિ વધારે પ્રમાણમાં પ્રકટ થતી જણાય છે. વનસ્પતિ વર્ગમાંથી તે ઉંચે પ્રાણી વર્ગમાં ચઢે છે અને ત્યાંથી તે આપણા મનુષ્ય વર્ગમાં આવી પહોંચે છે.

આ ઉપરથી આપણને જણાય છે કે આપણામાં વહેતો જીવનપ્રવાહ દરેક મનુષ્યમાં વહે છે એટલુંજ નહિ પણ તે દરેક પ્રાણી, વનસ્પતિ અને પત્થરમાં પણ વહે છે.

વળી પૃથ્વી, સમુદ્ર અને આકાશમાં રહેલા દરેક પરમાણુમાં, અને જે પરમાણુઓનાં પ્રાણી, વનસ્પતિ અને પત્થરનાં શરીર બનેલાં છે, તેમાં પણ તેજ જીવનપ્રવાહ વહ્યાં કરે છે. અને જે જીવનપ્રવાહ આપણા શરીરોમાં વહીને તેમને ટકાવી રાખે છે, તે જીવનપ્રવાહ આ સર્વ નીચલાં વર્ગોમાં થઇ પસાર થયો છે, અને તેણે ધીમે ધીમે વધારેને વધારે દુર્ઘટ રચનાવાળી આકૃતિઓ બનાવી છે, અને આખરે તે આકૃતિઓ સુધરી સુધરીને મનુષ્યના શરીરરૂપે પરિણામ પામી. તે મનુષ્ય શરીરમાં વિચિત્ર અને દુર્ઘટ રચનાવાળાં યંત્રો આવી રહેલાં છે, અને તેમની મારફતે શરીરની દરેક પ્રકારની ક્રિયા ચાલ્યા કરે છે.

આ જુદા જુદા વર્ગોનો એક બીજા સાથે કેવો નિકટનો સં-

બંધ છે, અને આપણી હયાતીને માટે પણ આપણને નીચલા વર્ગમાં અને તેમાં મુખ્યત્વે કરીને આપણી છેક પાસેના ત્રણ વર્ગમાં ખનિજ વનસ્પતિ અને પ્રાણી વર્ગમાં–ચાલતી ક્રિયાઓ ઉપર કેટલો બધો આધાર રાખવો પડે છે, તે જ્યારે આપણા લક્ષમા આવે છે ત્યારે આપણી આસપાસ આવેલા આ શાંત અને અવાચક વર્ગ—પ્રાણીઓ તરફ આપણે જુદીજ નજરથી જોતાં શિખીએ છીએ. આ પૃથ્વી પરનાં મુંગા સત્વોની 'સાથેનો આપણો સંબંધ આપણે જાણવા લાગીએ છીએ, અથવા વધારે ખરૂં કરીએ તો આપણી આસપાસ રહેલી જે જીવતી વસ્તુઓને આપણે મુંગી અને નિર્જીવ માનતા હતા તે વસ્તુઓ આપણને જે બોધ આપે છે તે સાંભળવા આપણે ધ્યાન આપીએ છીએ. અને તે વખતે આપણને અનુભવ જ્ઞાન મળે છે કે આપણી જીંદગી આપણે ધારતા હતા તે કરતાં પ્રાણીવર્ગ અને વનસ્પતિવર્ગ સાથે વધારે નિકટનો સંબંધ રાખે છે. અને આપણા આ બાળ ભાઇઓ તરફની આપણી ફરજો જાણવા પ્રયત્ન કરીએ છીએ.

સ્થળ સંકોચને લીધે આ ફરજોનું વિસ્તારથી અત્રે વર્ણન કરીશું નહિ, પણ વિચાર કરવાથી તમે તમારી મેળેજ તે ફરજો જાણી શકશો. આ નીચલા વર્ગને લગતા ભૂદેવતા, જળદેવતા, વન-દેવતા વગેરે વિષે તમે કાંઇક સાંભળ્યું હશે. આ દેવો, વિશ્વને બાંધ-નારા મહાન્ દેવોના હાથ નીચે રહીને ખનીજ અને વનસ્પતિ વર્ગની કરોડો વિચિત્ર આકૃતિઓ બાંધે છે. જો કે હાલના સમયમાં આપ-ણામાંના ઘણાજ થોડા તેમને જોઇ શકે છે, છતાં કોઇ કોઇવાર જંગલમાં કે દુનિયાના કોઇ એકાંત પ્રદેશમાં આપણને તેઓના અસ્તિત્વનું ભાન થાય છે; આપણે તેમની તરફ મૈત્રીભાવ રાખવો

જોઇએ, અને અવિચારી પુરૂષોની માફક તેમણે બનાવેલી સુંદર આકૃતિઓનો નિરર્થક નાશ કરવો નહિ. વળી આપણે જાણીએ છીએ કે વનસ્પતિ અને ફૂલોમાં વાસનાશરીર બંધાવાની શરૂઆત થાય છે; આ અને સજીવ પદાર્થોને ઇજા ન થાય તેવી રીતે સંભાળ પૂર્વક વર્તીને આપણી ભ્રાતૃભાવની લાગણી તેમના પ્રત્યે દર્શાવવી જોઇએ, કારણ કે સુખ દુઃખ ભોગવવાની લાગણી તેમનામાં જાગ્રત થવા માંડી છે.

મુખ્યત્વે કરીને પ્રાણી વર્ગ સાથેના આપણા સંબંધમાં તેમને નુકસાન કરવાની કે મદદ કરવાની ઘણી શકિત આપણા હાથમાં રહેલી છે. કારણ કે આપણા નાના ભાઈઓની સાથે ઘણાજ નિકટના સંબંધમાં આપણે આવીએ છીએ. અને આપણે જાણીએ છીએ કે ઘણા ખરા પ્રાણીઓને સુખ દુઃખની ઘણીજ તીવ્ર લાગણી હોય છે. ઉન્નતિ પામતા આ જીવાત્માઓનું આપણે રક્ષણ કરવું જોઇએ, આપણી સેવા બજાવવા માટે આપણે તેમના આભારી થવું જોઈએ; તેઓને બજાવવાની સેવામાં ખલેલ ન પહોંચે માટે આપણે તેમની સંભાળ રાખવી જોઇએ, અને તેમનામાં રહેલું મનતત્ત્વ ખીલવવું જોઈએ.

જે માણસ સર્વ જીવતી વસ્તુઓની ભ્રાતૃતા કબુલ કરે છે, તે કદાપિ કોઈ પણ પ્રાણી તરફ ક્રૂરતા દાખવશે નહિ, સ્વાર્થી ગમત કે પોતાના અંગત ફાયદા સારૂ તે તેમને રીબાવી પીડા કરશે નહિ, તેમજ તેમની સાથે અન્યાયથી કે અવિચારીપણાથી વર્તશે નહિ, પણ કેવળ પ્રેમ અને સંભાળથી તેમના ઉન્નતિક્રમમાં સાહાય્ય કરશે.

સર્વ પદાર્થોમાં ઈશ્વરનું જીવન સ્ફુર્યા કરે છે, એવો આપણે

નિરંતર વિચાર કરતાં રહીશું તો તે જીવનપ્રવાહ જે જુદા જુદા વર્ગોમાં અનેક આકૃતિઓ ધારણ કરે છે, તેમની તરફ આપણી ફરજો અદા કરવામાં કદાપિ આપણે નિષ્ફળ જઈશું નહિ; અને આ રીતે વર્તતાં વર્તતાં આપણે ઉચ્ચ સ્થિતિએ પ્હોંચીશું અને સેંટ ફ્રેન્સીસ ઓફ એસીસી, અને હિંદના ઘણા યોગીઓમાં માલૂમ પડતી શક્તિ આપણામાં પણ આવશે. આવા યોગીઓની પાસે જંગલમાં રહેનારા રાની પશુઓ મૈત્રીભાવથી, અને વિશ્વાસથી આવે છે, કારણ કે તેવા યોગીયોમાં અને પોતાનામાં એકજ જીવનપ્રવાહ વહેતો હોવાથી તેઓ તેમને પોતાના મિત્રો, મદદગારો અને ભાઇઓ ગણે છે.

જો કે આપણી આસપાસના લોકો ભ્રાતૃભાવ દર્શાવતા નથી, અને સ્વાર્થને લીધે માણસો બીજાઓને જે દુઃખ કરે છે તે સ્વાર્થને આપણને ઘણીવાર દિલગીરી થાય તોપણ આપણે ભૂલવું જોઇએ નહિ કે જે કોઇપણ માણસ સૃષ્ટિના બીજા વર્ગોની સાથેનો પોતાનો સંબંધ જાણે છે, અને જે પોતાના જ્ઞાન પ્રમાણે પોતાનું વર્તન રાખે છે, તે માણસ ઉન્નતિક્રમને સહાય કરનારી શક્તિઓને મદદ કરે છે. આવો માણસ સૃષ્ટિના જુદા જુદા વર્ગમાં રહેલા ઈશ્વરના બાળકો વચ્ચે ચાલતા ઝગડાનો અંત લાવવાનો સમય પાસે આણવામાં મદદ કરે છે. તેવા સમયે સર્વ આકૃતિઓમાં સ્ફુરતા જીવનપ્રવાહને લીધે સર્વ આકારોની એકતાનતા થઇ જશે, અને સર્વમાં તે દિવ્ય આત્મા રહેલો છે, એવું સર્વને ભાન થતાં આ વિશ્વ સરજવાનો એક હેતુ પાર પડશે.

## પ્રશ્નો.

૧. ભ્રાતૃભાવને આપણા વિશ્વમાંના એક સિદ્ધાંત તરીકે આપણે શા સારૂ ગણીએ છીએ. ?

૨. સ્થૂળ, એસ્ટ્રલ અને માનસિક ભુવનપર આ સિદ્ધાંત શી રીતે જણાઇ આવે છે ?

૩. સર્વ માણસો ભાઈઓ છે, તે વાતનું અનુભવજ્ઞાન આપણને કયા ભુવનપર થાય છે ?

૪. આખા વિશ્વને એક કુટુંબ સાથે સરખાવીને ભ્રાતૃભાવના કેટલાંક લક્ષણો વર્ણવો.

૫. આ મનુષ્યજાતિરૂપ કુટુંબમાં ભાઇઓ તરીકે આપણે

(૧) આપણાથી ઉચ્ચ સ્થિતિમાં રહેલા (૨) આપણી સમાન સ્થિતિમાં રહેલા (૩) આપણા કરતાં નીચલી સ્થિતિમાં રહેલા—લોકોપ્રત્યે આપણી ફરજ શી રીતે બજાવી શકીએ ?

૬. શું એકલા મનુષ્ય વર્ગ સાથેજ આપણે ભ્રાતૃભાવના સંબંધથી જોડાયેલા છીએ ?

૭. સૃષ્ટિમાંના નીચલા વર્ગના જીવાત્માઓ તરફ ભ્રાતૃભાવની લાગણી દર્શાવવાના કેટલાક માર્ગોનું વર્ણન કરો.



## થીઓસોફીને લગતાં કેટલાંક ગુજરાતી પુસ્તકો.

| | |
|---|---|
| પુરાણી પ્રજા. | ૧—૪—૦ |
| કર્મજ્ઞાન અને ભક્તિમાર્ગ | ૦—૫—૦ |
| ધર્મ અને હિંદુ ધર્મ. | ૦—૬—૦ |
| મુમુક્ષુનો માર્ગ. | ૦—૬—૦ |
| અવતાર. | ૦—૫—૦ |
| શ્રી રામચંદ્ર. | ૦—૧૦—૦ |
| મહાભારત. | ૦—૧૨—૦ |
| હૃદયવાદ | ૦—૪—૦ |
| હિંદુસ્થાનની ઉન્નતિનો માર્ગ. | ૦—૪—૦ |
| દેવલોક. | ૦—૪—૦ |
| મહાત્માઓ. | ૦—૪—૦ |
| ગેબીમદદગારો. | ૦—૪—૦ |
| આંતર જીવન. | ૦—૮—૦ |
| મારી પ્રતિજ્ઞા. | ૦—૪—૦ |
| શ્રી ગુરૂ ચરણે. | ૦—૩—૦ |
| સેવાભાવે શિક્ષણ. | ૦—૫—૦ |
| થીઓસોફી. | ૧—૦—૦ |
| પ્રભુમય જીવન, | ૦—૧૨—૦ |
| મરણ પછી માણસની હાલત. | ૧—૦—૦ |
| મરણ પછી શું થાય છે. | ૦—૪—૦ |
| આદર્શ પુરૂષ. | ૦—૩—૦ |
| ગુરૂ દર્શન. | ૦—૬—૦ |
| કુમુદચંદ્ર. | ૧—૪—૦ |
| પ્રભુને નામે. | ૦—૩—૦ |
| શ્રી બુદ્ધ ચરિત્ર. | ૦—૮—૦ |
| બુદ્ધોપદેશ. | ૦—૬—૦ |

### એક આના સીરીઝ.

શાંતિનું સ્થળ.
મરણ પછીની સ્થિતિ.
સુખની શોધ.
મહાત્માનું હૃદય.
જૈન ધર્મ.
મનુષ્યનું ભવિષ્ય.
મહાત્મા અથવા જીવન્મુક્ત.
યોગ માર્ગનો ભોમીઓ.
જગદ્‌ગુરૂનું આગમન.
પૂર્વના તારાનું મંડળ.

### મળવાનું ઠેકાણું.

બ્લેવેટસ્કીલૉજ એપોલો સ્ટ્રીટ—મુંબાઈ
જીજ્ઞાસુ ઓફિસ—ભાવનગર.
થીઓસોફીકલ સોસાઇટી—અમદાવાદ.

# થીઓસોફીકલ સોસાયટીના ત્રણ ઉદ્દેશ

૧. ન્યાત જાત, કોમ, વર્ણ, ધર્મ, સ્ત્રી કે પુરૂષનો ભેદ સિવાય મનુષ્યજાતિના ભ્રાતૃભાવનું કેન્દ્ર બનાવવું.

૨. ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનશાસ્ત્રનો મુકાબલો કરવાના કામને ઉત્તેજન આપવું.

૩. કુદરતના અત્યાર સુધી નહિ સમજાયેલા નિયમોની અને મનુષ્યમાં રહેલી ગુપ્ત શક્તિઓની શોધ કરવી.

થીઓસોફીકલ સોસાયટી ૧૮૭૫ ના નવેમ્બરની ૧૭ મી અમેરિકાના ન્યૂયૉર્ક શહેરમાં એચ. પી. બ્લેવેટસ્કી અને કર્નલ એચ. એસ. ઑલ્કોટ—એ બે વ્યક્તિઓએ સ્થાપી હતી, અને ૧૯ એપ્રિલની ૩ જી તારીખે મદ્રાસમાં રજીસ્ટર કરાવવામાં આવી. તે સત્ય શોધકોનું એક મંડળ છે અને આધ્યાત્મિક માર્ગે જગતની સેવા કરવાનો પ્રયત્ન કરે છે. અને રોગ, તેના ઉદ્દે- વાદને રોકવાનો અને ધાર્મિક ભાવનાઓને પુનર્જીવન આપવાનો

ઉપર જણાવેલા ત્રણ ઉદ્દેશોમાંથી જે કોઈ પ્રથમને જ કબુલ કરે છે, અને બીજા બે તરફ દિલસોજી ધરાવે છે, તે સોસાયટીનો સભાસદ થઈ શકે છે. સોસાયટીમાં દાખલ થવા માટે કાં તો અમુક શાખા સાથે જોડાવું, અથવા તો હિંદ વિભાગના મુખ્ય મથક બનારસમાં જનરલ સેક્રેટરીને લખી અનએટેચ્ડ (કોઈ શાખા સાથે નહિ જોડાયેલા) સભાસદ થશે.

જે કોઈ સભાસદ શાખા સાથે જોડાવા માગે, તેને પોતાના વાર્ષિક લવાજમના ત્રણ રૂપીઆ ઉપરાંત તે શાખાના નિભાવ અર્થે તે શાખાએ ઠેરવેલી રકમ આપવી પડે છે. પણ જે કોઈ શાખા સાથે સંબંધ ધરાવતા નથી તે દર વર્ષે ચાર રૂપીઆ ભરે છે. ૧૯૧૯ ના સાલમાં હિંદના વિભાગના જનરલ સેક્રેટરી પુર્ણેન્દુ નારાયણસિંહ. એમ. એ. એલ. એલ. બી. છે. વિશેષ માહીતી માટે આ પુસ્તકના અનુવાદકને લખવું.